# નિવેદન



ગુજરાતી પ્રાચીન કાવ્યો સંશોધન કરાવી તેની શુદ્ધ પ્રત છપાવવાનું કાર્ય સોસાઇટીએ કેટલાક સમયથી શરૂ કરેલું છે. તે યોજનાને અંગે **અખાજીની અપ્રસિદ્ધ વાણીનો** સંગ્રહ અખાજીના પરમ ઉપાસક અને અભ્યાસી શ્રી "सागर" મહારાજ પાસે સંશોધિત અને સંપાદિત કરાવી, ટીકા સહિત જનતા સમક્ષ રજુ કર્યો છે; અને તે મુમુક્ષુ જનોને જરૂર ઉપયુક્ત અને ઉપકારક થશે, એવું મારૂં માનવું છે.

આ સઘળું સાહિત્ય જંબુસર પાસે આવેલા કહાનવાની ગાદીના મહારાજ શ્રી ભગવાનજી મહારાજના વિદ્યા-ભંડારમાં સુરક્ષિત હતું, તે સોસાઇટીને સુપ્રત કરી, તેના પ્રકાશન સારૂ ખુશીથી સંમતિ આપી એઓ શ્રીએ સોસાઇટી પર મહદ્ ઉપકાર કર્યો છે.

આ ગોઠવણ કરી આપવાનો યશ શ્રી "सागर" મહારાજને છે; અને એમણે એનું સંપાદનકાર્ય ઉપાડી લઈ સોસાઇટીનું કાર્ય વધુ સગવડભર્યું કર્યું હતું, તે માટે સોસાઇટી એમની પણ ઋણી થઈ છે.

ગુ. વ. સોસાઇટી:<br>અમદાવાદ.<br>તા. ૩-૯-૩૨.

હીરાલાલ ત્રિ. પારેખ.<br>આસિ. સેક્રેટરી.

# અનુક્રમણિકા



## પ્રસ્તાવના

પરમાત્માની પરમ કૃપાથી આપણા સાહિત્યમાં સદ્‌ગુરુ શ્રી અખાજીનો આ અપૂર્વ ગ્રન્થ પ્રસિદ્ધ થાય છે. એમાં પરમાત્માનું જ્ઞાન છે, પરમાત્માની ભક્તિ છે, પરમાત્માનો યોગ છે અને પરમાત્માનો સંપૂર્ણ સ્વાનુભવ છે, કિંવા રસોન્મત્ત પરિભાષામાં બોલીએ, તો રસભોક્તાએ અનુભવેલો ભૂમાબ્રહ્મનો નિર્ગુણવિલાસ છે.

શ્રી અખાજીનું પોતાનું તેમ જ તેઓ શ્રી દ્વારા ચાલતી આવતી પ્રણાલિકાનું તમામ અપ્રસિદ્ધ હસ્તલિખિત સાહિત્ય શ્રી કહાનવા બંગલાના એ પ્રણાલિકાના હાલના મહારાજ શ્રી ભગવાનજી મહારાજે, મ્હારા પોતાના અભ્યાસ માટે, મ્હને ઈ. સ. ૧૯૧૨ની સાલથી કૃપા કરીને, સુપ્રત કરેલું હતું. આમાંથી, શ્રી અખાજીના શિષ્ય શ્રી લાલદાસજીથી શ્રી કલ્યાણદાસજી સુધીની વાણીનો ગ્રન્થ ઇ. સ. ૧૯૨૦માં "સન્તોની વાણી" એ નામથી મહારાજ શ્રીએ પ્રસિદ્ધ કર્યો છે. માત્ર શ્રી અખાજીનું પોતાનું જ ઘણું સાહિત્ય પ્રકટ થવું બાકી રહેલું હતું; ધિ "ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી" જેવી માનવન્ત સંસ્થા તરફથી આ અક્ષયવાણીમાં તેનો ઘણો ભાગ પ્રસિદ્ધ કરવાનો સુયોગ પ્રાપ્ત થાય છે. આ સર્વ સાહિત્યના સંગ્રહકાર પરમ પૂજ્ય મહારાજ શ્રીએ ઉદારતાથી તે પ્રસિદ્ધ કરવાની રજા આપી છે, તેમ જ

ગુ. વ. સોસાઇટીના વિદ્વાન પ્રમુખ મહાશય દી. બ. કેશવલાલભાઇએ તે પ્રસિદ્ધ કરવાને સ્નેહપૂર્વક તત્પરતા દર્શાવી છે અને તેથી જ આ કાર્ય **વીસ** વરસના લાંબા ગાળા પછી સંશોધક સિદ્ધ કરી શક્યો છે. વાચક અને સંશોધક બંને ઉપર આ ઉભય મહાશયોનો અતુલ ઉપકાર થયો છે.

અસલની જોડણી મ્હોટે ભાગે સંશોધનકારે કાયમ જ રાખી છે.

આજ સુધી કદાપિ જાણવામાં નહીં આવેલી, એવી શ્રી અખાજીની અદ્‌ભુત વાણી **જકડી**, **ઝૂલણા** અને ગીતં હિન્દી ભજનોમાં ગ્રન્થવાચકને જણાશે અને તે સર્વ ઉપરથી અભ્યાસીને શ્રી અખાજીના સ્વરૂપનો કોઇ નવો જ ખ્યાલ આવશે. શ્રી અખાજી **વેદાન્તી** છે– **જ્ઞાની** છે એ વાત તો સર્વ કોઇ જાણે છે: પરન્તુ, તેઓ **સૂફી સંત** છે, **આશક** છે, **ઑલિયા** છે એ વગેરે ફકીરી **ઇશ્કની** વાતો તો આ ગ્રન્થ માર્ફત **પહેલવહેલી** જ **જાહેરમાં** આવે છે.

દીવાન બહાદુર શ્રી નર્મદાશંકર મહેતા, દીવાન બહાદુર શ્રી કેશવલાલ ધ્રુવ તથા સરદાર બહાદુર શ્રી નરસિંહરાવ દીવેટિયા જેવા ગુજરાતના સમર્થ વિદ્વાનોએ તાજેતરમાં શ્રી અખાજી વિષે એવાં તો સારાં વિવેચનો કર્યા છે, કે જ્યારે આ " અપ્રસિદ્ધ અક્ષયવાણી " ધ્યાનથી અને માનથી ઉકેલાશે ત્યારે તેઓને પણ પોતાનાં સુન્દર વિવેચનોમાં શ્રી અખાજીનું આ ગ્રન્થમાંનું પ્રેમ-સ્વરૂપ અવશ્ય દિશાદર્શક તેમ જ વસ્તવન્વેષક થશે.

"**સન્તપ્રિયા**" નો **હિન્દી ગ્રન્થ** જે જુદા જુદા **પ્રકાશકો** દ્વારા છપાયલો છે, તેમાંનું છેલ્લું "**અન્વયવ્યતિરેક પ્રકરણ**" કોઈ **પ્રકાશકને** ઉપલબ્ધ નહીં થવાથી, હજુ **અપ્રસિદ્ધ** જ છે ; તેમ જ **શ્રી અખાજીની શુમારે સત્તરસેં હિન્દી – ગુજરાતી સાખીઓ** પણ હજુ **અપ્રસિદ્ધ** છે. **શ્રી અખાજીના** હવે પછીના **પ્રકાશનમાં ગુ. વ. સોસાઇટી** જ આ સર્વ **પ્રસિદ્ધ** કરવાને **ધારણા** રાખે છે, એ પરમ સંતોષની વાત છે.

**શ્રી અખાજીનો** સૌથી **પ્રથમ** ગ્રન્થ **શ્રી** અક્ષયગીતાનો ( વિ. સં. ૧૭૦૫માં લખાયલો ) આજ **સુધી** ગણાતો આવ્યો છે ; પરંતુ ખરૂં જોતાં, તેની **પહેલાંનો** વિ. સં. ૧૭૦૧માં લખાયલો "**શ્રી ગુરુશિષ્યસંવાદ**" નો ગ્રન્થ સૌથી **પહેલો** છે. સ્વ. કવિ **હીરાચંદ** કહાનજી તથા સ્વ. જાગુષ્ઠે વગેરે **પ્રકાશકોને** એ ગ્રન્થમાંની છેલ્લી લીટીઓ ઉપલબ્ધ થઇ હોય એમ જણાતું નથી. જે હસ્તલિખિત પ્રતમાં વિ. સં. **૧૭૦૧ની સાલ** છે, તેનાં પૃષ્ઠનો ઉતારો '**લીથો**'માં છપાવીને આ ગ્રન્થમાં મૂકવામાં આવ્યો છે.

**સુપ્રસિદ્ધ સાક્ષર આચાર્ય શ્રી** આનંદશંકરભાઇએ પોતાના **અમૂલ્ય** સમયનો વ્યય કરીને, આ કાર્યમાં ઉપયોગી સૂચનાઓ કરી છે અને મ્હારા ઉપર તે માટે તેઓ શ્રીનો ઘણો ઉપકાર થયો છે.

**ગુ. વ. સોસાઇટીના આસિ. સેક્રેટરી** ભાઇ **શ્રી** હીરાલાલ **પારેખે** આ કાર્યમાં મ્હને **સ્નેહભાવે** ઘણી

મદદ અને વખ્તોવખ્ત અનુકૂળતા કરી આપી છે – કે જે વિના આવું કાર્ય જરૂર જ ન થઈ શકયું હોત તેમનો પણ સંશોધક ઉપર ઘણો આભાર થયો છે.

આ ગ્રન્થમાં **શ્રી અખાજી**ના મૂલ વસ્તુ ઉપરાન્ત, **તે**મો પરિચય કરાવનારી સંક્ષિપ્ત **ટીકા** પણ સંશોધનકારે લખી છે, અને અભ્યાસીના ઉપયોગાર્થે કેટલાંક પરિશિષ્ટો અને સૂચિપત્ર પણ તેમાં દાખલ કર્યાં છે.

આ ગ્રન્થમુદ્રક શ્રી "ગુજરાતી પંચ" જેવા અતિ **વ્યવસાયી મુદ્રણાલયે** પણ, ગ્રન્થને તત્ત્વજ્ઞાનનો અને ધર્મનો જાણીને, ઘણા સ્નેહથી અને ઘણી કાળજીથી તેમ જ બહુ ત્વરાથી સુન્દર મુદ્રણકાર્ય કર્યું છે તે ધન્યવાદપાત્ર છે. રા. રા. ભાઇ શ્રી સોમાલાલનો તેમ જ તેમના સ્નેહાળ સ્ટાફનો એ સદ્ભાવ માટે મ્હારા ઉપર ખરેખર ઉપકાર થયો છે.

પરમાત્માની કૃપાથી, આ પ્રમાણે સર્વના સ્નેહપૂર્ણ સહકાર વડે સંશોધનકારનું આ ધર્મકાર્ય સિદ્ધ થયું છે અને વાચકવિવેચકને પણ તે તેવી જ રીતે સિદ્ધ થાઓ!

શ્રી સાગરાશ્રમ, ચિત્રાલ,
તા. પાદરા, જિ. વડોદરા.
તા. ૫-૯-૩૨.
શ્રી ઋષિપંચમી, વિ. સં. ૧૯૮૮

ॐ सागर ॐ

ॐ સદ્ગુરુ ॐ ॥

---

# श्री सद्गुरुचरणे

અક્ષય પદના વાસી અખાજી ૐ ગુરુ !
બ્રહ્મસદનના ભોગી ! જોગીરાજ જો !
ઉર અર્ણવમાં ઉમગી આ શી ઉરમી ! —
મજ્જન કરતાં પ્રેમે નર ને નાર જો !
અક્ષય પદના વાસી અખાજી ૐ ગુરુ !

સૂકાં ને લૂખાં રે તરુવર તીરનાં,
અમીઝરણાંથી નવપલ્લવ તે થાય જો !
હરિયાળું રઢિયાળું તીર નિહાળીને,
વનચર મૃગલાં તૃણ ચરવાને જાય જો !
અક્ષય પદના વાસી અખાજી ૐ ગુરુ !

અનુભવસિન્ધુ ! બિન્દુપાન કરે ઘણાં,
અભિનવ આનન્દ ઉરમાં અતિ ઉભરાય જો !
શાન્તિ આપે સન્તપ્રિયા સુખદાયિની,
અહરહ લીલા બ્રહ્મ તણી નિરખાય જો !
અક્ષય પદના વાસી અખાજી ૐ ગુરુ !

ચિત ચૈતનનાં ચટકા લટકા જોઇને,
ભક્ત હૃદયમાં પ્રીતિરસ રેલાય જો !
નિત નિત લીલા નૌતમ નિરખે નાથની,
ભગવદ્ ભાવે ગુરુચરણે ચિત ચ્હાય જો !
અક્ષય પદના વાસી અખાજી ૐ ગુરુ !

શ્રી કહાનવા બંગલો,
વિ. સં. ૧૯૮૮.

श्री भगवानजी महाराज
॥ ॐ सद्गुरु ॥

# अक्षय एकडेएको

નમો ૐકાર બ્રહ્મસ્વધામ ! નિરાકારે રમે મહીં राम !
અહો ! તનકાશીમાંહિ મુકામ – લખો , હાં ! એકડેએકો !
નમો ૐકાર ૦

સદા મન શુદ્ધ હૃદયે સ્નાન –
ઉઠે અન્તરાત્મધ્યાન –
" હું ज्योतिस्वरूप छुं " એ જ્ઞાન–ઘૂંટો , હાં ! એકડેએકો !
નમો ૐકાર ૦

निरंजन तत्व सोहि राम –
त्रिभुवनव्यापी तारक राम –
અદ્વિતીય ૐ અનામી નામ – લખો , હાં ! એકડેએકો
નમો ૐકાર ૦

નહાવું तन त्रिवेणीमां –
समावुं ब्रह्म सोऽहंमा –
अनुभव आत्मसागरमां हु अक्षय એકડેએકો .
નમો ૐકાર ૦

श्री हृषीकेश , हिमालय .
( इ. स. १९१४ )

ॐ सागर ॐ
॥ ॐ ॥

# जुग जुग जीवो अखाजी !



જુગ જુગ જીવો ! અખાજી ! ગુરુજી ॐ ! –
જુગ જુગ જીવો ! અખાજી !

જા બડભાગીકો છેલ્લો જનમ હો ,
તાકો સનેહી સખા ! જી ! ગુરુજી ॐ –
જુગ જુગ જીવો ! અખાજી !

ગાત બનત નાહિ સદ્ગુરુમહિમા –
શેષ બિરિંચિ થક્યા ! જી ! ગુરુજી ॐ –
જુગ જુગ જીવો ! અખાજી !

લાલદાસ , હરિકૃષ્ણ , જીવણજી [–
ગૌરી , રતનબા , જીતા ! જી ! ગુરુજી ॐ –
જુગ જુગ જીવો ! અખાજી !

પરમહંસ અબધૂ કલ્યાણ ! –
જાગ્રત નર નિરખ્યા ! જી ! ગુરુજી ॐ –
જુગ જુગ જીવો ! અખાજી !

सागर ગુરુ સુરરાજપ્રસાદે ,
અલખ અખા ઓળખ્યા ! જી ! ગુરુજી ॐ –
જુગ જુગ જીવો ! અખાજી !

ઇ. સ. ૧૯૨૦. } ॐ सागर ॐ

ॐ

# अल्ला मिल्या गुरु !



अल्ला मिल्या गुरु ! पक्का मिल्या गुरु ! घाट घडयेको घडावनको,
चित्त सोरंगी चराचर चेतन ! सद्गुरु रंग चढावनको ;
फेर घडयो, गुरु ! राम जडयो ! गुरु घाट अघाट समावनको,
कौन मति, गति सागर मेरी ? ! सद्गुरु के गुन गावनको !
अल्ला मिल्या गुरु ०

गुरु पिंड फूल्यो, तब अंड फूटयो गुरुसतगुरुसेन विहंगमको,
खेचर हंस सके जीरवी परब्रह्मगुरुसतसंगमको ;
बावन बाजकी पाज बनी ! गुरु ! क्या कहू मैं गुरुमहातमको ? !
राम मिल्यो जबी राम भयो मन ! धन्य है ! धन्य ! गुरुगमको !
अल्ला मिल्या गुरु ०

कोइ कांइ कहो ! कोइ सांइ कहो ! कोइ राम कहो चित चेतनको,
साफ भयो जबसें चित्त चेतन, आयके बैठो गुरु घरका !
गुरु दत्त कहो ! गुरु सतगुरु हो ! गुरु नाम लहो कोइ सागरको !
आप हि खाप गुरु सतगुरु बिराजत ठेठ परा घरको,
अल्ला मिल्या गुरु ०

बुद्धि जपे गुरु, चित्त जपे गुरु, गुरु जपे मन मारनको,
रामगुरु गुरुराम हि मंतर ! ये हि अनुभव तारनको ;
हारी गये हरि, शेष, महेश, प्रजापत गीत गजावनको, —
कौन मति, गति सागर मेरी, सद्गुरु के गुन गावनको ? !
अल्ला मिल्या गुरु ०

श्री सागराश्रम, चित्राल — ७.न.१९२१.

ॐ सागर ॥ ॐ प्रभुजी ॥
ॐ सद्गुरु ॥

ૐ સદ્ગુરુ

# सूचिपत्र



## શુદ્ધિપત્ર

પૃ. ૧ લીટી ૧ માં આગેચરને બદલે અગોચર વાંચવું.

પૃ. ૨૫૫ ત્રીજી લીટીમાં Micro–Cosm ને બદલે Macro–Cosm વાંચવું.

ૐ ૐ ૐ





॥ अनुभवात्मने नमः ॥

# अप्रसिद्ध अक्षयवाणी



## अथ श्री अखाजीना कक्का



રાગ ધન્યાશ્રી

ૐ નમો પરમાત્મા, જે આદ્ય નિરંજન દેવ;
આગોચર ગોચર થવાને, કહું કક્કાનો ભેવ.
શાણા સન્ત સોહામણા! ૦

કન્દ ઉખેળે જ્યમ કેળનું, માંહે ન નિકળે કાઠ;
ત્યમ એહવું રૂપ સંસારનું, તમો સત્ય સુણો સહુ પાઠ.
શાણા સન્ત સોહામણા! ૦

ખખ્ખો ખોટો ખોખરો, સ્વજન કુટુમ્બપરિવાર;
વિત્ત હરે સો દો મરે, ભાઈ! જ્યમ ધૂમ્ર નહીં સાર.
શાણા સન્ત સોહામણા! ૦

ગુરુ ગોવિન્દનું શરણ ગ્રહીને, શુદ્ધ હૃદય સ્તુતિ ભાખ,
સત્ય વચન ગુરુદેવનાં, સંભાળી હૃદયમાં રાખ.
શાણા સન્ત સોહામણા! ૦

ઘન ચડયો સ્થિર નવ રહે રે ભાઈ! જોતાં તે જોતાં જાય;
કહો ! ઓછાંઇએ તેહને, કેટલોએક પંથ પળાય ?!
શાણા સન્ત સોહામણા !૦

નરનારી! સહુ કો સુણો ! જેહને કૃપા કરે શ્રી કૃષ્ણ;
ગુરુવચન ઉરમાં ધરે, તેનાં તત્ક્ષણ ટળી જાય ઉષ્ણ.
શાણા સન્ત સોહામણા !૦

ચિત્ત ચંચલ, ચપલ સદા, નિત્ય નિત્ય નવરંગ ચાહે;
ભોગ ન પહોંચે ભાવતા, ત્યારે દેહ તે સહુને દાહે.
શાણા સન્ત સોહામણા !૦

છલ વિદ્યા સહુ કો રમે, પુત્ર, પિતા, નર, નાર;
છાંછલે પાંછલે છેતરે, પણ છૂટે નહીં સંસાર!
શાણા સન્ત સોહામણા !૦

જાગ્યો ઊંઘે નવ ફરી, જે જગાડયો ગુરુદેવ;
એમ જાણી વરતે જુગમાં, ભાઈ! જે જાણે ગુરુભેવ.
શાણા સન્ત સોહામણા !૦

ઝાંઝવાં નીર સંસારનું, ન ઝીલે ન પીધું જાય;
ઝળકતું દેખી ઝાલવા, ભાઈ ! જગત સહુ કો ધાય!
શાણા સન્ત સોહામણા !૦

નિઃશેષે ત્યાં નવ મળે, ભાઈ! નીર તણી નર છાંટ;
ફોકટ ઉજાલું ઉગરે, જે કંઠે પડીઆ કાંટ.
શાણા સન્ત સોહામણા !૦

ટંકશાળે ટકો પડે, તે માલે ખોટ ન ખાય,
ત્યમ જ્ઞાની ગુરુથી નીપજે, તેહેનો અનુભવ પાછો ન થાય
શાણા સન્ત સોહામણા ! ૦

ઠંઠ સદા ઠાલો રહે, તું નમણુ, ખમણુ કર નેહ;
ઠરી ઠામે તો બેસીએ, જો હરિને સોંપીએ દેહ.
શાણા સન્ત સોહામણા ! ૦

ડાહ્યા શાણા સહુ કો કહે, વળી કહે તે ચતુર સુજાણ!
ડગમગતા ડેહેકયા ઘણા, ભાઈ! ગુરુ તે સારંગપાણ.
શાણા સન્ત સોહામણા ! ૦

ઢાંકયો પાવક છારીએ, તેહેની ફૂંકય જ્યોત જણાય,
ત્યમ ગુરુકૃપાની લહેરથી, મૂળગુ આપ લહેવાય.
શાણા સન્ત સોહામણા ! ૦

ણેણે નામ સંસારમાં, નથી નિરખ્યું નારાયણ,
ત્યમ ગુરુ વડે કામ કહો કશું! નવ નીપજે નિર્વાણ.
શાણા સન્ત સોહામણા ! ૦

તત્ત્વ સમજે તત્ક્ષણ સદા, તે મન પામે ત્યાગ;
ત્રાસ ટળે, ત્રિકમ મળે, જ્યારે સદ્‌ગુરુ કહે ગુરુસાગ.
શાણા સન્ત સોહામણા ! ૦

થોડા માંહે સ્થિર કરી, બ્રહ્મ થાપે જીવને ઠાગ,
જોતાં હરિ કે સદ્‌ગુરુ, ભાઈ! થોભણ એ મ મ્મ‌ાર.
શાણા સન્ત સોહામણા ! ૦

દાસ થતે આશ પૂરીએ, આશથી કરે નિરાશ;
નહીં દાની સદ્‌ગુરુ સમો, જે અહંતા કાપે પાશ.
શાણા સન્ત સોહામણા! ૦

ધરથી તે ધૂર લગી ધામશું, મેળ કરે મહારાજ;
ધંધ મિટે ધોખો ટળે, જ્યારે સદ્‌ગુરુ સારે કાજ.
શાણા સન્ત સોહામણા! ૦

નિરાલંબ નારાયણુને, નયણે દેખાડે નાથ;
નર હરિ માંહાં વેહેરો ટળે, જ્યારે સાહે સદ્‌ગુરુ હાથ.
શાણા સન્ત સોહામણા! ૦

પૂજ્ય કરે ગુરુ ગુહ્ય કહે, બુદ્ધિ પામર ટાળે પાપ;
મિત ટળે, અમિત રહે, સ્વે સદ્‌ગુર કરે આપ.
શાણા સન્ત સોહામણા! ૦

ફૂટે અંગ વિહંગનું, આવે જ્યાહારે પર પાગ;
જડ ટાળી અજડ કરે, જ્યાહારે ગુરુ કહે ગુરુભાગ.
શાણા સન્ત સોહામણા! ૦

બોલ ન પહોંચે બુદ્ધિબળે, ભાઈ! ભાવનથી જે ભ્હાજ્ય;
પ્રપંચથી પહરો પ્રભુ, ભાઈ! સદા સદોદિત રાજ્ય.
શાણા સન્ત સોહામણા! ૦

ભેદે શું ભાષા વડે? ભાઈ, અભાષ્ય ભાસ્યું ભાસ્ય;
ભુવન ત્રણથી છે પરૂં, ભાઈ! સદ્‌ગુરુ દેખાડ્યું પાસ.
શાણા સન્ત સોહામણા! ૦

મકર ચાલે મહાજળે, સાહામે દડે ગત;
ત્યમ ઉર્ધ્વ ગતિ ચાલે સદા, મહાનુભાવની સુર્ત.
શાણા સન્ત સોહામણા ! ૦

જથારથ જાણ્યે થકે, ભાઈ! જરાજનમભય જાય;
જીરણ રોગ જંતનો ટળે, ભાઈ! નર નારાયણ થાય.
શાણા સન્ત સોહામણા ! ૦

રવિને રેખે નવ મળે, ભાઈ! અંધારૂં કો કાલ;
આત્મ અર્ક ઉદય હવો, ભાઈ! જે છે નિલગ નિરાલ.
શાણા સન્ત સોહામણા ! ૦

લિંગલેખ લેખે લહ્યા, પરબ્રહ્મ અલેખ અપાર;
લય વિલય, વિલય તે લય, ભાઈ! વસ્તુ શબ્દ વિના સાર.
શાણા સન્ત સોહામણા ! ૦

વક્તવ્ય તું વાણી કરી, પણ વાણી ન પ્હોંચે ત્યાંહ્ય;
સાર તણું જે સાર પદ, સદ્ગુરુ રમે છે ત્યાંહ્ય.
શાણા સન્ત સોહામણા ! ૦

શિવ તણે પદે શિવ સદા, જંત મિથ્યા આલાપ,
શ્રી ગુરુ મળિયા જેહને, ભાઈ! તે સમજ્યા નિજ આપ.
શાણા સન્ત સોહામણા ! ૦

ખંવત્ પોતે થઇ રહ્યા, ત્યમ આપ માંહે ખમ;
મહા અભ્યાસ એટલો ટળ્યો, જે જાણતા સોઽહમ્ !
શાણા સન્ત સોહામણા ! ૦

સ્વ પ્રકાશ હોય સન્તને, ત્યાંહાં સદા સદોદિત રામ;
જ્યમ સદા સરખું સૂરને, ભાઈ! સાવ નિરંતર ધામ.
શાણા સન્ત સોહામણા!૦

હું સમજ્યો હંકાર બિન, સદ્ગુરુ સંત પસાય;
ક્ષમા, દયા, સંતોષ, સત, એ સર્વ આવ્યું એ માંહ્ય.
શાણા સન્ત સોહામણા!૦

ખં વરતે છે ખં વિષે, ભાઈ! મૂર્ધા માંહ્ય ઝંકાર;
ખટ ચક્રના વેત્તા ખરા, જે ખંના જાણનહાર.
શાણા સન્ત સોહામણા!૦

કક્કા એ પૂરણ થયા, ભાઈ! શિખે, સુણે, જે ગાય;
પરબ્રહ્મ પદ ત્યાં તે વસે, પ્રીછે જે મહિમાય.
શાણા સન્ત સોહામણા!૦

એમાં જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય છે, માંહે ગુરુશુશ્રૂષા ભેદ;
શ્રી ગોવિન્દજીનાં ચરણ પામે, સત્ય માને વેદ.

શાણા સન્ત સોહામણા!૦
સદ્ગુરુને નયણે, અખા! જોઈ કરજે વિચાર;
વિચાર કરંતાં વસ્તુ પામશો, ભાઈ! સુખે તરો સંસાર.
શાણા સન્ત સોહામણા!૦

# श्री अखाजीना बार मास



રાગ સામેરી

બારે માસ સ્વામી તે સરખો સદા,
    પણ જીવ જાણ્યા વિના ભવ ભટકે ;
માસને ખાસ જાણે રખે માનવી,
    તો નિજ રામશું બુદ્ધિ અટકે.
બારે માસ૦

કાં રે તકે તું ચેતે નહીં ? જીવડા !
    નિત્ય અવસર એહેવો નહી જ આવે ;
પંચ ઇન્દ્રિ તણું જ્ઞાન છે તુજ વિષે,
    કાં તેહેને નીચ કૃત્યે ખપાવે ?
શ્વાન, સૂકર, બિડાલ, ઉષ્ટ્ર, ખર,
    તે તણી વૃત્તિ લેઇ શું રે જીવે !
વચન ગુરુનાં સુણી, ચિત્ત ચેતે નહી,
    તે પડે અંધકૂપ હાથદીવે !
બારે માસ૦

માર્ગ શીરે હશે સુખ ગુરુદેવથી,
    જે ગુરુ બ્રહ્મવિદ્યા જ પોષે ;
આત્મા જાણ્યા વિના ભવ વિષે આફળે,
    આપ ઓળખ્યા વિના કાળ શોષે,
ભક્તિ, વૈરાગ્ય ને જ્ઞાન સીડી સદા,
    વિના ગુરુગમ તે નવ પામે,

હરિગુરુસંતનાં ચરણ સેવે સદા,
તે વશંસો જે કો રહેશે ભામે.
બારે માસ ૦

ચોખ તું તુજને મહા બ્રહ્મરસ વડે,
જો જડે હાથ તુંને વાજીતા,
જેહ રસ અરથે ઈશ અહર્નિશ રટે,
શ્રીમુખે અચ્યુત ગાય ગીતા;
સિદ્ધ, સંત, સાધુમાં તો જ પોષાઇશ જો –
આવશે હાથ તુંને હેત ગુરુનું,
જીવતો જીવ તે મુક્ત મ્હાલે સદા,
સમજતે કાજ સરશે જ નરનું.
બારે માસ ૦

મહાજન જાણુ રે હાણુ નિત્યે હોયે,
કાળકરવત ત્હારૂં આયુ કાપે,
કામ ને ધામ, ધન દેખી શું ધસમસે ?
સીપ સાટે રૂપા મહોર ના'પે;
માહાતમ જાણીયું નહીં જ મહારાજનું,
કાજને ઠામ અકાજ કીધું;
દેહાતીતને ઠામે તેં દેહ ભજ્યો,
અમૃત ઢોળીને વિષ પીધું !
બારે માસ ૦

ફોલ માંહિ ગુણ છે ઘણા, જીવડા!
ફોલ બોલે તેહને કાઢ શોધી;
તેહ જાણ્યા વિના ભટકે બહુ ભવ વિષે,
મુક્તિનું દ્વાર તેં મૂક્યું રોધી;
કર્મ ન્હાનાં કરે, શુભ અશુભ આચરે,
સ્વામી સમિપથો નવ દેખે;
શબ્દાતીત શબ્દે કરી ઓળખે,
તે નર ન આવે નામ વેષે.

બારે માસ ૦

ચિત્ર વિચિત્ર તે ચપલ માયા સદા,
ચિત્ત દેઇ તું હૃદય જો વિચારી;
ઇન્દ્ર ને ચન્દ્ર, મુનિ સર્વ ખરવા તણા,
મરવા તણા માન જે થયા સંસારી;
તું છે કીડામૃગ કાલમાયા તણો,
મૂઢ! મકલાય કાં મૂછ મરડે?
કેઇ નિદ્રાએ સૂતો બકે? પામરા!
કાલ તુજ ગ્રસવા હાથ કરડે!

બારે માસ ૦

વૈશાખે જોતાં થકાં તું કયો? જીવડા!
જો પ્રિયવ્રત સરખા બહુ કોટિ ખાધા;
જે દિનકર સાથે બહુ કાલદાવે ફર્યા,
કાલની દાઢમાં તે ન લાધ્યા;

ઐશ્વર્ય ને આયખું જો દશગ્રીવનું,
 બગદાલમ્ય, લોમંશ સરખા;
ચિરકાલ જીવ્યા, પણ કાલ લેખે નહીં,
 બિન્દુ લેખું કશું જેમ બિરખા!
 બારે માસ૦

જેઠ પદ જોતાં એહ જ ભાસ્યું મુક્તને,
 જે ઈશ્વર ઓળખીને આપ ગાળે,
હરિગુરુ સંતનાં ચરણ સેવે સદા,
 બ્રહ્મઅગ્નિએ નિજ કર્મ બાળે;
જેઠ માસે જલ જયહાં ત્યહાં ઊમટે,
 અવની અંકુર જ્યમ મૂકે નીલા,
ત્યમ અંગ અંગ માંહાં આત્મા પ્રગટે,
 તું આધ અહંકારના કાઢ ખીલા.
 બારે માસ૦

આ ખાડ માંહે પડયા ફોહ્યલા નર નીકળે,
 દેહ ગ્રેહ રૂપીયું ગરક મ્હોટું;
તેહમાં ગરકાવ થયા નર, નાગ, સુર,
 સત્ય દીસે, પણ માંહે ખોટું;
આહુલાં વાહાતાં બહુ અધવચ ગયા,
 ખટ દર્શન ખટપટ કરતા!
જેહેને આવી અચાનક હાથ હરિએ ગ્રહ્યો,
 તેહ નર નીસર્યા નેટ મરતા;
 બારે માસ૦

શ્રાવણે સવતું સર્વ દીસે ખરૂં,
 ક્ષણ ક્ષણે ક્ષય થતી જાય કાયા;
કાલનું ચક્ર તે સહુને સરખું દળે,
 સુર, મુનિકૂ, દાનવ, રંક, રાયા;
આત્મા જાણે જે તે જ અળગો પડે,
 જયમ જાળ માંહાંથું મીન થાય પાણી,
એહવી અકલ કલા સદ્ગુરુ તણી,
 મહાજન હોય તે રૂહેશે જાણી.
 બારે માસ ૦

ભાદ્રવે સઘળો ભેદ પામ્યે થકે,
 જીવ શિવ મળી રસરૂપ થાયે;
પિંડ બ્રહ્માંડ તે એક ભાસે યદા,
 તદા ટટાહ સેદીને જંન જાયે;
જ્યાંહાં નહીં લોક, પરલોક કારણ નહીં,
 વચન ઉચ્ચાર વિણ ધ્યે ને ધ્યાતા;
એહવો અચરજ ખેલ આપે લહે આપનો,
 જગત જંજાળ નહીં શિવ ધ્યાતા.
 બારે માસ ૦

આ સોઽહં પ્રમાણ પ્રત્યક્ષ રમે જેહને,
 શ્રુતિ સ્તવી કહે જે પરપંચ પારે;
આપ ઉપાસે આપ આપે રહે,
 કૃત્યને સાધ્ય નહીં, છે વિચારે;

વસ્તુ ઇચ્છાએ વસ્તુ વિલસે સદા,
મન વિના છે જુદા, જંત! જાણો,
અણચવ્યું આપ સમજ્યે થકે ઓળખે,
તે નર દેહમાં નથી બંધાણો.
બારે માસ૦

બારે માસ પૂરણ થયા તેહને,
જે જને અર્થ એહનો જ પ્રીછયો,
વપુ વિમલ આકાશવત્ થઇ રહ્યો,
શિવ પદે લીન હવો, જીવ ન ઇચ્છયો;
શિખે સાંભળે જે જન અનુભવે,
તે નર ત્યાંહાં તદ્રૂપ થાયે,
પ્રત્યક્ષ રામ રમતાને ઓળખી, અખા!
સદ્ગુરુબાલ હોય, તે જ ગાયે.
બારે માસ૦

॥ इति श्री अखाजीना बारे मास संपूर्ण ॥



## श्री अखाजीना सात वार



રાગ મારૂ

આ વાર ઓળખો રે આત્મા તમ માંહે,
આઠ હાથમાં તે રહ્યો રે જેને નેતિ નેતિ શ્રુતિ ગાય,
આ વાર ઓળખો રે આત્મા તમ માંહે.

પહેલે સદ્‌ગુરુ સેવ રે પ્રાણી! જો અવસર મળ્યો આ વાર,
કૃપા કરીને ફળ આપે ગુરુ, તેણે સદ્ય ટળે સંસાર;
જેહે સસ ધાતુના દેહે, શું લાગો ટાળે તેહ ?!
તે માટે ગુરુચરણકમલને વંદીને પૂછો એહ.
આ વાર ઓળખો રે આત્મા તમ માંહે.

શુક્ર પિતાનું દિવસ સકલનું ગયું અનારથ જેમ,
ધર્યે પિંડ જો હરિ નવ ઓળખ્યા તો તે જાણવું તેમ;
શિવવિરિંચ્યાદિક જેહને જુએ, તે હરિ તો રહે પાસ,
શું કરવાને ભટકે ભવમાંહાં ?! તું કરને આત્મ અભ્યાસ.
આ વાર ઓળખો રે આત્મા તમ માંહે.

શેની વા'રે શીરે તાણી લે તું, ભાર સકલ એ મન ?
શનૈઃ શનૈઃ તે મારગને લેહે, જ્યાંહાં ચાલ્યા મહાજન!
ધૂમ્ર માર્ગ ધૂંઆનો ધળહળ, ત્યાંહાં હરિ ન મળે લવલેશ,
આર્ચ માર્ગ ઉપાસી જોતે, દીસે સઘળે દિવેશ!
આ વાર ઓળખો રે આત્મા તમ માંહે.

આદિત્ય વારે અર્થ થયો જે, કરતો અન્ય અભ્યાસ,
एकमेव अद्वैत જ આપે, કરતો દ્વૈતની આશ!
કરતો આશ! દાસ દેહ દમતો! પામર પીડતો પિંડ!
તે રવે ચઢ્યું મન ગયું ઉતરી, ગુરુએ જ્ઞાન કહ્યું પ્રચંડ.
આ વાર ઓળખો રે આત્મા તમ માંહે.

सो मे જાણ્યો બોલણહારો, જે પરાત્પર પરબ્રહ્મ,
દશ, બાર, આઠ, એકથી અળગો, તેહેનો લહ્યો

ત્યાહારે ઉગ્યો **સોમે** તે સકલ પક્ષનો અનુભવ કેરો **ચંદ** ,
નિજ આતમ નિર્મલ સુજ નિશ્ચય , આનન્દ કેરો કન્દ .
આ વાર ઓળખો રે **આત્મા** તમ માંહે .

**મંગલવાર** આણીએ પામ્યું જે ઘણા દિવસનું બીજ ,
હરિગુરુસન્ત પ્રતાપસમાગમે , પરોવ્યું સુક્તાબીજ ;
મહા મંગલ રૂપ તે ભૂપ ભુવનનો , જાણ્યો જગદાધાર ,
જે જાણ્યે સંસાર સ્વપ્ન તુલ્ય , કેહેવા નહીં લગાર .
આ વાર ઓળખો રે **આત્મા** તમ માંહે .

**બુધવારે** પૂછ્યા ઘણા ચે , મ્હોટા પંડિત જાણ !
પણ મહા કલા કો ન શક્યો સુજ આપી , જ્ઞાન તણો તે ભાણ ;
ભાણ જાણુ અંતરનો આશય , પ્રગટ્યો ગુરુ ઉદાર ,
ત્યારે તિમિર તદન ગયું ત્રણ ગુણનું , એ કહ્યા **સાતે વાર** .
આ વાર ઓળખો રે **આત્મા** તમ માંહે .

**એ સાતે વાર** સહુકો જાણો , આણો વસ્તુવિચાર ,
પણ આઠમો અંકુર અનુભવ કેરો , તેણે હોય નિરધાર ;
જ્યાંહાં રહી જોતાં જગત ન દીસે , **રવે** સર્વ ગગનાકાર ,
સચ્ચિદાનંદસમરસસાગરમાં , લહેરી આખો અવતાર .
આ વાર ઓળખો રે **આત્મા** તમ માંહે .

॥ इति श्री अखाजीना सात वार संपूर्ण ॥

——————

ॐ सद्‌गुरु

# શ્રી અખાજીનાં ભજન

ગુજરાતી

# ૧ जाणवुं एवुं रे



જાણવું એવું રે જે નવ જાણીયું રે –
જે જે જાણ્યું તે તો છે જાન :
પંડિતપણું રે ત્યહાં નવ પાલવે રે –
જાણે તેને નહીં ટળે તાણ. જાણવું એવું રે૦

મુક્તિને માને રે માનને વશ પડ્યો રે –
નહીં તેને કોઈનો વિશ્વાસ ;
જાણપણે રે જે જન છીરણ થયા રે –
મોહ્યા તે દર્પણમનને કાચ ! જાણવું એવું રે૦

માન વહોણા રે તે તો મહારાજ છે રે –
મનની વૃત્તિએ વરતે તે જીવ ;
જે જે દીસે રે સર્વે મનનું ઘડ્યું રે –
તેણે કહીં નવ જાણ્યા શિવ ! જાણવું એવું રે૦

જાણપણે જેણે રે ભવ સાચો કર્યો રે –
અણજાણ્યા છે તે આકાશ ;
માયાના પાશથી રે હીંડે જો છૂટવા રે –
ત્યમ ત્યમ ખરો થાય છે પાશ ! જાણવું એવું રે૦

અવળું પદ રે સવળું ગ્રહે કરી રે –
એ તો વળી સર્વે છે અધ્યાત્મ :

અણુલિંગી રે અખોજી ઈમ કહે રે –
જ્યહાં નહીં સ્વામી ને વળી દાસ. જાણવું એવું રે૦



## ૨ આપ જાણીને રે

આપ જાણીને રે રહો જે આપમાં રે,
તે તો છે વસ્તુ મૂળ નિધાન;
ઉત્પત્તિ લય રે ત્યાંહાં તો દીસે નહીં રે,
લિંગદેહ નહીં જ્યાંહાં માન. આપ જાણીને રે૦

અન્ય જ થાતાં રે બંધન રહી ગયું રે,
તેમાં છે અસંખ્ય વળી ભાર;
અંકુર નહીં રે કાળ ત્યાંહાં શું કરે રે!
એહેવો છે તત્ત્વજ્ઞાન વિચાર. આપ જાણીને રે૦

વણબોલ્યું રે સર્વે તે બોલિયું રે!
જે બોલ્યું તે તો છે મૌન!
કારણ નવ મળે રે કોણ કાર્ય કહું રે!
એ તો છે વાચારંભણ શૂન્ય! આપ જાણીને રે૦

વસ્તુને વિષે રે ગુણ દીસે નહીં રે!
એ તો છે કાર્ય જ નિજ ધામ;
અનુભવ આપે રે આપ વિચારતાં રે!
અખો છે તે આરોપણ નામ. આપ જાણીને રે૦

## ૩ नित्यविहारी खेले वसन्त !



આ તો નિત્યવિહારી ખેલે વસન્ત !
જેની રમતનો નહીં આદિ અન્ત !
ઉપજે ખપે જ્યાંહાં સર્વે જન્ત !
એહેવું જાણે તેહેને કહીએ સન્ત ! આ તો ૦

જ્યાંહાં રે જેહેવો ત્યાંહાં તેહેવો થાયે !
વેષ, વહેવાર ન મૂકે ક્યાં યે !
બાવા ! કર્ત્તા – અકર્ત્તા તે કહેવાયે !
એમ જાણી આપોપું ભૂલી જાયે ! આ તો ૦

પંચરંગી વસન્ત થઈ જે –
મહા સુન્દરતા અચાનક નીપજે !
કહીં હારે અને કહીં જિતે !
પણ વિકાર ન પામે તું રજે ! આ તો ૦

ત્હારી રમતમાં એવી મોહિની –
તેણે શુદ્ધ ન રહી કોઈની !
જે કોઈ જાણનહારા જાણે છે,
અગલિંગી ઉરમાં આણે છે ! આ તો ૦

બ્રહ્માદિક માયા જોઈ ત્યાંહાં !
એણે ચિત્ર વિચિત્ર મોહોતાં !

અખા આપોપું ખોયું ત્યાંહાં !
સ્વે સમરસ થયા રે મરી જોતાં ! આ તો૦

## ૪ अमे रे वैद्य अगम देशना !

અમે રે વૈદ્ય અગમ દેશના ! કહો તો, પડળ ઉતારૂં ;
સુરત નૂરતની નરેણીએ વૈકુંઠ દેખાડું !
અમે રે વૈદ્ય અગમ દેશના !૦

પડદા તે બાંધું પ્રેમના, લઈ ગોદે પોઢાડું ;
શીલ, સંતોષની લુંચરી, અમરત ભેળાવું.
અમે રે વૈદ્ય અગમ દેશના !૦

સાત પડળ કાઢું સામટાં, લઈ દેખતો કરૂં ;
જો પાછો આવે અમ ભણી, તો હું વૈદ્ય ન કહાવું.
અમે રે વૈદ્ય અગમ દેશના !૦

વૈદ્ય મળ્યો મને વિઠ્ઠલો, તેણે ઔષધ દીધું ;
ગુરુને પ્રતાપે અખો કહે, તેનું કારજ સિધ્ધું.
અમે રે વૈદ્ય અગમ દેશના !૦

## ૫ सन्तो ! आवो जी देश हमारडे !



સન્તો ! આવો જી દેશ હમારડે ! જ્યાં છે સદા રે વસન્ત !
સ્વર્ણવાડીક વર્ણ ફૂલડે, તેનો ન આવે અન્ત !
આવો જી દેશ હમારડે ! સન્તો !૦

સન્તો ! મૃદંગ બાજે અણમઢ્યાં , વણ મુખ ગાવે ગીત !
દિવસ • રજની , સન્તો ! ત્યાં નહીં , નહીં ઉષ્ણ ને શીત !
આવો જી દેશ હમારડે ! સન્તો !૦

સન્તો ! ઇન્દ્રિય અગોચર તે સદા , ત્યાં નહીં કાળ ને કર્મ !
પવનપ્રવેશ , સન્તો ! ત્યાં નહીં , ત્યાં છે હરિ પરબ્રહ્મ .
આવો જી દેશ હમારડે ! સન્તો !૦

ગુરુગમ હોય તે ચાલે એણ મારગે , વાટ વિહંગમ કેરી ;
પગ ન ટકે રે પિપીલનો ! ત્યાં છે સાંકડી શેરી !
આવો જી દેશ હમારડે ! સન્તો !૦

સન્તો ! મુનિવર મેળો ત્યાં કરે , ત્યાં નહી બિન્દુ ને નાદ ;
તુરિયાતીત , સન્તો ! ત્યાં રહે , જો જાયે અહંવાદ .
આવો જી દેશ હમારડે ! સન્તો !૦

સન્તો ! મન રે મારી મજ્જન કરે , પ્રેમજ્યોતમાં ભળે ,
ખગાકાર એ તો થઈ રહે , તે નર પાછો ના ફરે .
આવો જી દેશ હમાગડે ! સન્તો !૦

સન્તો ! આકાશથી આઘેરડુ ! તેનું રૂપ નહીં નામ !
સહજે શૂન્ય નિહાળતા, દેખ્યું પૂરણ ધામ !
આવો જી દેશ હમારડે ! સન્તો ! ૦

સન્તો ! જ્ઞાનહિમાળે જે ગળે, તે નર આવે ન જાય ;
અખા ! ગુરુ બ્રહ્માનન્દ ભેટતા, જ્યોતમાં જ્યોત સમાય !
આવો જી દેશ હમારડે ! સન્તો ! ૦



## ૬ निरंजन हो !

નિરંજન હો ! તે અંજને નવ રંજે ! –
અંજને રંજે તે જંત ! ભાઇ રે !
ઉપજે ને વિણસે હો ! વિણસે ને ઉપજે –
તેને માયાનો નહીં અંત ! ભાઇ રે ! નિરંજન હો ! ૦

નિરંજન નામ હો ! તે તેણ્યે પડ્યું –
ગુણે તે નવ રંજે કોય ! ભાઇ રે !
ગુણના રંજ્યા હો ! તે જુગેજુગ રડવડે –
પદ નવ પ્રાપત હોય ! ભાઇ રે ! નિરંજન હો ! ૦

દીઠયે સાંભળ્યે હો ! દીસે જેટલા –
તે તો માયા કેરા તન ! ભાઈ રે !
ગ્રહવા ને ખોવા હો ત્યાંહાં કંઇ યે નથી,
પદ રહે નિરંજન ! ભાઇ રે ! નિરંજન હો ! ૦

દેહ, દેહકૃત્ય ટો ! જ્યાંહાં મિલે નહીં !
સ્થુલ નહી તો શું સૂક્ષ્મ ? ! ભાઇ રે !
માયા કૃત્ય હો ! તે માયા માંહે રહે !
યાંહાં તો જ્યમ છે ત્યમનું ત્યમ ! ભાઇ રે ! નિરંજન હો ! ૦

એહેવું આપ હો ! તે પોતા તણું !
જે જાણે તે તે ! એ ભેદ ! ભાઇ રે !
આરોપણ હો ! કરી અખો કહે –
પણ એ બોલે છે તે વેદ. ભાઇ રે ! નિરંજન હો ! ૦



## ૭ मति त्रिण मानवी रे !



મતિ વિણ માનવી રે ! પડે જન્મ મરણની જાળ !
સદ્‌ગુરુને શરણ ગયા વિના, સાધે આળપપાળ !
મતિ વિણ માનવી રે ! ૦

દેહદર્શી દુર્બળ મતિ, તે શરીર જાણે સત્ય,
તે પિંડ પીડે પિંડને અર્થે ! તેને કર્મ ઉપરે રત !
મતિ વિણ માનવી રે ! ૦

તે પરમારથ પ્રીછે નહી, જે પ્રાચે છે નિજ પોત,
કર્મ ગહનને વાદળે છાયો, ચૈતન્ય સૂર ઉદ્યોત !
મતિ વિણ માનવી રે ! ૦

સત્તાને સમજે નહીં, એક સંસારી, બીજું શ્વાન;
તે કર્મ દેખી રાનડા ! એ ન માંડે કાન!
મતિ વિણ માનવી રે !૦

અસ્થિ ચૂસે આપનું, મુખ રુધિર દેખી રંગ;
ત્યમ પશુબુદ્ધિ પ્રીછે નહીં, કાપે પોતાનું અંગ!
મતિ વિણ માનવી રે !૦

વક્તા ઝંખે રે વાણીને, શ્રોતા સાંભળવા જાય;
કથા સાંભળી કર્મની, પછી જીવ જાડેરો થાય!
મતિ વિણ માનવી રે !૦

જ્યમ સોજા આવ્યે શરીર ફુલે, હોયે આરોગ્યતાની હાણ;
ત્યમ કર્મફળ સુણી મન માતું, એ પંડિત કેરી વાણ!
મતિ વિણ માનવી રે !૦

જ્યમ પાને પોથે કોટિ લાખ લખીએ, પણ સરવાળો તે સાર;
ત્યમ પલકમાંહે પુરાણ પ્રીછે, જો આવે બ્રહ્મવિચાર.
મતિ વિણ માનવી રે !૦

એ તો શબ્દ પસર્યો ભાવને, ચૌદ વિદ્યા, ચાર વેદ;
કવિશક્તિએ અક્ષર ગૂંથ્યા, મંત્ર, યંત્ર, તંત્રના ભેદ!
મતિ વિણ માનવી રે !૦

કામી, ક્રોધી શબ્દે મોહ્યા! તે આચરે ઉપાધ!
નાના કર્મ કરે કામના! ત્યમ ત્યમ વાધે વ્યાધ!
મતિ વિણ માનવી રે !૦

સદ્‌ગુરુ આંજે આંખડી, તો અંધારૂં એ જાય ;
આણલિંગી અનુભવ આખા ! કો મહાજન સુણી સરાય .
મતિ વિણ માનવી રે ! ૦



## ૮ જન ! तमो जाणजो रे



જન ! તમો જાણજો રે , ભાઈ ! આણો બ્રહ્મવિચાર ;
પ્રવૃત્તિ , નિવૃત્તિને કાં ભારે બાધો ? કરો જીવનો નિરધાર .
જન ! તમો જાણજો રે ૦

પ્રવૃત્તિ , નિવૃત્તિ બે નારી નરને , અર્ધાંગે આદ્ય અનાદ્ય !
તેં વ્હીલો ન મૂકે વાઘણી ! રાખે પોતાને સાધ્ય !
જન ! તમો જાણજો રે ૦

પ્રવૃત્તિનો પીડયો નિવૃત્તિને ઘેરે , 'આવી કરે આરામ ;
પણ નિવૃત્તિ બાંધે બાંધણાં ! તે છૂટયાનો નહી ઠામ !
જન ! તમો જાણજો રે ૦

નિવૃત્તિ નારનું નામ મ્હોટું ! તેણ્યે પ્રવૃત્તિ લાગે પાય;
તે ઊંચે દેખે આપને ! ! જીવ જાડો થતો જાય !
જન ! તમો જાણજો રે ૦

જ્યમ આથમતો અર્ક દીસે મ્હોટો ! પણ કાન્તિહીણો હોય !
તે મધ્યાહ્નને હોય દાઝણો ! ત્યમ પ્રવૃત્તિ , નિવૃત્તિ જોય !
જન ! તમો જાણજો રે ૦

એ પક્ષ નોહે પરબ્રહ્મનો, તમો વિચારો, જન!
જીવ જતન જે જે કરે, તેણુયે માતું થાયે મન!
જન! તમો જાણજો રે૦

મુક્તિ વાગ્છે માનવી, પણ જુક્તિ વિના પડે જાળ!
અણુછતું આપે કરે ઉણું! ત્યારે થાયે પૂઠે કાળ!
જન! તમો જાણજો રે૦

ન્યાય્ય, પતંજલિ, મીમાંસા, વૈશેષિક અને સાંખ્ય;
એ વાદ કરે વેદાન્તશું! પણ અનુભવની નહીં આંખ!
જન! તમો જાણજો રે૦

તે જીવ જાણીને જુક્તિ લાવે! લૌકિકનો કરે લેખ!
પણ અલૌકિક અનુભવ અનુપમ! ત્યાંહાં પ્રપંચ ન મળે લેપ!
જન! તમો જાણજો રે૦

ભાઈ! કદળી વિષે જ્યમ કાતરો, ત્યમ પિંડે વાસનાલિંગ;
ત્યાંહાં અણુછતો જીવ હુંહું કરે! પણ છતે તત્ત્વપ્રસંગ!
જન! તમો જાણજો રે૦

તો, કાયકલેશ કરવો કશો? અને કરવો તો સદ્વિચાર;
વાંઝપુત્રને મારવા, અખા! શો ઉપચાર?!
જન! તમો જાણજો રે૦

---

## ૯ विचार करंतां वस्तु पामीजे



વિચાર કરંતાં વસ્તુ પામીજે, વામીજે દેહભાવ રે!
નિરામય, નિર્લેપ, નિરંજન, જ્યાંહાં સર્વેતણો સમાવ રે!
વિચાર કરંતાં૦

આદ્ય ને અંત વિચારી જોતાં, હું નહીં નહીં નિર્વાણ રે!
અણછતો હું થઇ તું તું કહું છું! પણ હું તું રહિત હું જાણ રે!
વિચાર કરંતાં૦

બોલતા થાયે છે બીજું! પણ વિણ બોલ્યે કયમ પ્રીછે રે?!
લિંગ વિના સદ્ગુરુની ભાષા! જ્યમ જલ જંત્રી વાણી છે રે!
વિચાર કરંતાં૦

દ્વૈત ટાળવા અનુભવી બોલે, જે દ્વૈત અણછતું ઉભું થાયે છે રે!
અગ્નિ જ્યમ દારુકને દહે નહી, અને રૂપ મૂકાવી જાયે રે!
વિચાર કરંતાં૦

જ્યાં સંશય નહીં, ત્યાં સંસાર નહીં રે સંશય ટળવા વિચારો રે!
આપ થાતે, આખા! વ્યાપ જ થાયે! આપ ટળ્યે આવે આરો રે!
વિચાર કરંતાં૦

## ૧૦ ब्रह्मभेद छे एवो !



ભાઇઓ રે ! બ્રહ્મભેદ છે એવો !
જ્યાંહાં જેવો ત્યાંહાં તેવો !
કહીં આતમવેત્તા પૂરો !
કહીં મન, કર્મ વચને શૂરો! ભાઈ ઓ રે ! ૦

કહીં સંશયવાન, બુદ્ધિહીણો,
જાણે રાંક થયો લાખેણો !
તે કોટિ તીર્થ જો ન્હાયે,
તેમો સંશય કેમે ન જાયે! ભાઈ ઓ રે ! ૦

જ્યમ જ્યમ મુંજ ઘણેરૂં ભીંજાયે,
ત્યમ ત્યમ કઠિન ઘણેરૂં થાયે !
બુદ્ધિ હીણો સંતમાં આવે,
તે વચન જ લાવે દાવે ! ભાઈ ઓ રે ! ૦

કને કુટિલ વચન ઘડી રાખે !
આણી સંતસભામાં દાખે !
હુને કો જાણે અધિકો જાણે !
રેણ ઘાલે પોતાને ભાણે ! ભાઈ ઓ રે ! ૦

જાણે કેદ કરીને બાંધું,
કેમ છુવે પગણાઞ્યું માંદું ?!

તે તો કામણ અવળું વેડે !
પાછું કરનારાને પીડે ! ભાઈઓ રે ! ૦

જો સંતમાં આવીને ડરીએ,
જો વચન વિચારજ કરીએ,
જે સંતમાં આવી ના બીહ્યા,
તેને શઠ રહેવાની મૂર્છા. ભાઈઓ રે ! ૦

જદ્યપિ અંશ છે રે હરિનો !
ટળ્યો છે એ હું પેરનો !
જો પય દધિ થઈ ગયાયે,
તો ધૃતરૂપે તે થાયે ! ભાઈઓ રે ! ૦

ભાગવત, ગીતા એમ બોલે,
અણુતણે જીવ થઈ ડોલે !
જો સંત કહે તે કહેશે,
અખો બોલે હરિ આવેશે ! ભાઈઓ રે ! ૦

નમણુ, ખમણુ હો ! જ્યાંહાં મિલે નહીં !
ના હોયે મોહોરખતી વાત !
ગુણના કૃત્ય હો ! ગુણમા શોભીએ !
નિર્ગુણમાં નોહોયે રે ભાત ! પરબ્રહ્મ બોલે રે હો૦

જે અણલિંગી રે હો ! તે લિંગ ન ઉચ્ચરે !
નિસ્પૃહી ને નિરાધાર !
જે લિંગધારી હો ! તે ભવ નવ તરે !
ત્રણે ભુવન શીર ભાર ! પરબ્રહ્મ બોલે રે હો૦

આપ મૂવે રે હો ! સ્વર્ગ જ પામીએ !
એ ત્યાંહાં વેદવચન !
પરને મૂવે હો ! પદ તે કયમ હોય ? !
હું તે આ નહી તન ! પરબ્રહ્મ બોલે રે હો૦

પારો ને મૂવો હો ! તેવો અનુભવી કરે –
તેની નૂતન કાન્ત !
અનુભવ અગ્ને હો ! જે સિંધ્યા, અખા !
તે નર આકારે ભગવાન ! પરબ્રહ્મ બોલે રે હો૦

---

## ૧૨ जे पद मग्न हवा योगेश्वर



જે પદ મગ્ન હવા યોગેશ્વર,
તે વીરલા જન જાણે રે !

તે પદ તું જાણે પરમાત્મા!
જેને વેદ વખાણે રે! જે પદ૦

પદ પ્રીછ્યે પામર મતિ ન રહે,
જે બુદ્ધિ જગતની નેતા રે!
વસ્તે અસ્ત પામ્યું જ્યાંહાં કારણ,
તો કારજનો કોણ વેત્તા રે?! જે પદ૦

વેત્તા વિગત કરે વ્યાપકથી,
પ્રાપ્તિ પ્રેમ પમારે રે!
ઝંખે જન્મ મરણ મન માને!
ધોખે ધંધ વધારે રે! જે પદ૦

મન મૂળે મળી, માંહિ રમે તો,
વાસ્યે મન વસાયે રે!
કંપે કાળ કર્મ કુલ મલતે,
વળતી વઇરાગ થાયે રે! જે પદ૦

સંશય રહિત સિન્ધુ, શીતલતા,
ભૂતલ ભેદ નકારી રે!
અખા! અર્ક ઉગ્યો અનુભવનો!
તે નિજ ગુરુની બલિહારી રે! જે પદ૦

———

## ૧૨ ડાહ્યા! શાણા! તમે જુવો વિચારી !



ડાહ્યા ! શાણા ! તમે જુવો વિચારી !
ગુરુગમે તમે ભાળો રે !
નામ રૂપ સુણી જોઈ વળૂંધ્યા !
તે બુદ્ધિમાંથી ટાળો રે ! ડાહ્યા ! શાણા ! તમે૦

ભાતના મોહ્યા ભવે ભમંતા !
વંઠ્યા વાતે વળૂંધ્યા રે !
ભાત ને વાત ભાસે નહીં જ્યાં,
તે સ્થળ રહ્યા તે સૂધા રે ! ડાહ્યા ! શાણા ! તમે૦

જેને કાળ નહીં ને કર્મ ન લાગે !
અવસ્થા ચારેનો સાખી રે !
તે પદ પરસ્યે જીવ ન રહીએ !
અને રહીએ તો દરસ્યા પાખી રે ! ડાહ્યા ! શાણા ! તમે૦

જેની આદ્ય નહીં તે અંત ન દીસે,
કાંઈ મધ્યે મન રચાયે રે !
મનમૂલ ગ્રહે, માનવમતિ ન રહે !
ત્યારે સિદ્ધ સ્થિતિ જ થાયે રે ! ડાહ્યા ! શાણા ! તમે૦

ૐકાર આદ્યે જ્યમ હતો ;
અર્વાકે છે એવો રે !

અખા અનુભવ પદ સાચું !
જો સેવાય તો સેવો રે ! ડાહ્યા ! શાણા !'તમે૦



## १४ सगुरा सहु मळे रे !

સગુરા સહુ મળે રે ! તે નગુરો નિરજન નાથ!
તે ઉપદેશ પાખે એકલો ! તેનું હારદ ના'વે હાથ !
સગુરા સહુ મળે રે !૦

જેણે વિણ નિમ્યું ને વિશ્વ નિરમ્યું ! વિણ મશાલે વીર !
અવનીદળ ક્યાહાથું કર્યું ? અને ક્યાંહાથી કહાડ્યુ નીર ? !
સગુરા સહુ મળે રે !૦

તેજ તે તપતું કર્યું ! અને અનિલ કીધો અરૂપ !
આકાશ કીધું અટપટુ ! તે નગુરો કહાવે ભૂપ !
સગુરા સહુ મળે રે !૦

નગુરા વડે ગુરુઆ ગુરુ , બાધે ગિનાના બન્ધ !
તે ખટ દર્શન થઈ ખટપટે ! પણ અનુભવ વિહુણા અન્ધ !
સગુરા સહુ મળે રે !૦

તે સ્વે સગુરા સગુરો કરે, જે કો મળે આવી આશ !
જેમ મૃગ મરાવ્યું મલપતા, પાડે પશુને પાશ !
સગુરા સહુ મળે રે !૦

નગુરો નિ:શેષે નિર્મળો ! જેને અંતર નહીં કશું આપ ;
તે મણિની પેરે ઝળહળે , તેને તેજ, પણ નહીં તાપ !
સગુરા સહુ મળે રે ! ૦

એ તો દિનકર વડે દિન પરઠીએ !
નહીં તો દિવસ નહીં , નહીં રાત ;
નિર્વાણી પદ નગુરા તણું ! જ્યાંહાં મન વાણી નહીં , તાત !
સગુરા સહુ મળે રે ! ૦

રચના તે રચતે રૂંધમાં , ભાઈ ! નભ ન આવે જેમ ,
તે ગૂઢ રાખે ગોલકે ! પોતે પસરતું તેમ !
સગુરા સહુ મળે રે ! ૦

અધો , ઉર્ધ્વ શું ? શા થકું ? જો જમલી નહીં કો જોડ !
ત્યમ નગુરો નિર્દાવે રહે ! જ્યાંહાં ઘટ નહીં ! નહીં મોડ !
સગુરા સહુ મળે રે ! ૦

સન્મુખ થઈને સમજતાં , ભાઈ ! વેળે આવે વાત ;
પણ વાદે વળગણ વાધતી , ભાઈ ! ધામ ન પામે ધાત !
સગુરા સહુ મળે રે ! ૦

નગુરો તે સ્વે નરહરિ ! જ્યાંહાં 'દ્વૈત' નહીં ! નહીં 'એક' !
જ્યમ છે ત્યમનું ત્યમ , અખા ! નેતિ નેતિ ને શેષ !
સગુરા સહુ મળે રે ! ૦

# १५ अनुभव एकलो रे!



અનુભવ એકલો રે તમો જોજો અંતરની આંખ!
તે પ્રાયે પ્રપંચથી પહુરો! તો સાથી વિના શી સાખ?!
અનુભવ એકલો રે૦

આત્માથી સર્વે અહરૂં! પરમાત્મા પેલે પાર!
તો ચોવીસનો ચારો કશો! તમે જોજો કરી વિચાર!
અનુભવ એકલો રે૦

બાપ! શ્રુતિએ સ્તવ્યા શબ્દે કરી, તે શબ્દ ગુણ આકાશ!
આકાશ તો મહત્તત્ત્વથી, જેનો મહાકલ્પે હોય નાશ!
અનુભવ એકલો રે૦

ભાઈ! મહાકલ્પે બ્રહ્માંડ ભાગે, વસ્તુ ત્યાં વળી તેમ;
તો શબ્દ સાક્ષ તે દે કશી! જો ઉત્પત્તિ એની એમ!
અનુભવ એકલો રે૦

તે માટે એ એકલો, પણ સુબુદ્ધિ જાણે સંચ;
ત્યાં અનુભવી અટકે નહીં! રૂડો-કૂડો પ્રપંચ!
અનુભવ એકલો રે૦

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધનો, જકડયો થયો'તો જીવ;
તેને આપ પ્રગટ્યે અંતરે, ત્યારે સ્વભાવે રહ્યુ શિવ.
અનુભવ એકલો રે૦

જ્યમ તિમિર રહ્યું હતું, ત્રાહિ, ત્રાહિ! હવો અકસ્માત ઉદ્યોત!
ત્યારે સંશય સકલ શમી ગયા! વચ્ચે ખડખડતા ખદ્યોત!
અનુભવ એકલો રે૦

અદ્યાપિ અંધારૂં શોધતો! હીંડે તે સઘળે સૂર!
તેને રાત રંચ મળે નહીં, ત્યમ અનુભવી પ્રપંચ દૂર!
અનુભવ એકલો રે૦

ભાઈ! કાર્ય, કારણ પરઠવાં, એ તો અજ્ઞાનનો આભાસ;
દેહી નહીં, તો દેહ કશો! એ તો સ્વયંજ્યોતિ પ્રકાશ!
અનુભવ એકલો રે૦

લૌકિક બોલવું લાંપડું, અલૌકિકમાં નોહે અંગ;
જ્યમ વજ્રને વાગે નહીં, અને ભાગે તો ભૂષંગ!
અનુભવ એકલો રે૦

મહાસાગરની સંધ્યે રહ્યો! અખો કરે આલાપ;
જેને મરવું હોય તે માનજો! એ તો જડ ગયાનો જાપ!
અનુભવ એકલો રે૦



## १६ जो रे जाणे तो तुं एम जाण



ભાઈ! જો રે જાણે તો તું એમ જાણ –
રામ તણાં સરવે પાઈ પાણ;

## १७ आ जुवो जगजीवन जगमां रमे !



આ જુવો જગજીવન જગમા રમે !
તું શાને કાજે દેહ દમે ? આ જુવો ૦

ત્હારી તુજને થઈ છે આડ !
તુ સદ્‌ગુરુગમથી ખોળી કહાડ ! આ જુવો ૦

ત્હારે શાનું છે તન , મન ?
ત્હારે શાનું છે પાઠપૂજન ? આ જુવો ૦

ત્હારે શાની છે જાત , વરણુ ?
ત્હારે શાનું છે જન્મમરણુ ? આ જુવો ૦

જેણે કીધાં આ સહુ વ્યોમ –
તેજ , પવન , જળ કીધાં ભોમ ! આ જુવો ૦

જેણે કીધો આ વૈરાટ –
એ તો આદિ અંતનો ચાલે ઠાઠ ! આ જુવો ૦

જેણે કીધાં આ સૂર , સોમ –
અદ્ધર જળ રાખ્યું ધરતી વ્યોમ ! આ જુવો ૦

તેમાં નોહોતું એકે બુન્દ –
તેને ભેદ પ્રપંચે પડીઓ ફંદ ! આ જુવો ૦

તું અંતર ઉતરી જોને ભેદ –
ત્યારે સંશય સઘળા ઉચ્છેદ ! આ જુવો ૦

પછી આપા વિના દીસે ન કોય –
કહે રે અખો વિચારીને જોય . આ જુવો ૦

## ૧૮ प्रभुजीने कां जाणे छे अळगो ?



પ્રભુજીને કાં જાણે છે અળગો ? પ્રભુજીને કાં જાણે છે અળગો ?
સેવે આપ સંભાળે નાહીં ! બાહ્ય ક્રિયાને વળગ્યો !
પ્રભુજીને કાં જાણે છે અળગો ?

જે વડે ધરી રહી ધરણી સર્વે, જે વડે પસરે પાણી,
જે વડે તેજ ત્રિભુવન વર્ત્તે, વાએ વિશ્વ વહે જાણી.
પ્રભુજીને કાં જાણે છે અળગો ?

બાહ્યાભ્યંતર અધો, ઉર્ધ્વ, નભ, સકલ વિશ્વ એણી પેરે;
દેવ, નર, નાગ, સ્થિર, ચર એમાં, જોને વિચારી ઘેરે.
· પ્રભુજીને કાં જાણે છે અળગો ?

નીર વિના પરપોટા ન્હોયે, અગ્નિ વિના ન્હોય તણખા;
ત્યમ વસ્તુ વિના આ વિશ્વ ન હોયે, એમ જાણે શુક સરખા.
પ્રભુજીને કાં જાણે છે અળગો ?

દિવ્યદર્શી દેખે છે એવું, સદા નિરન્તર સેવે છે;
નામ માત્ર અખો કહેવાને, પોતે પોતાને કહે છે.
પ્રભુજીને કાં જાણે છે અળગો ?

## ૧૯ जोतां पूरणथी कंइ पर नथी !

જોતાં પૂરણથી કંઇ પર નથી !
જો જન જુવે એ ધર થકી !
ઉદ્દયો તેને પ્રલયકાળ !
જગ્યાને નહીં આળ જાળ ! જોતાં૦
છે સળંગ ! ને કડકા કહે !
તહાં આપોપુ લીધે વહે !
દિનકર વરે સરવે ફરે,
તહાં ઉલ્લૂક અથડાતો મરે ! જોતાં૦
મેઘ વૃષ્ટિ કરે રે સદા,
અખિલ ભુવન પાયે સુદા !
તેમાં જવાસાને ભોગ ન પડે !
નીકર જીવે પાણી વડે ! જોતાં૦

નાનાં કર્મ રે વેદ કહે,
તે દારુણીના પેટમાં વહે !
નીર સરિતા કૂપ રે જુવે,
તે તો વસ્તુ વિના આક્ષી દૂધવે ! જોતાં૦

સકલ ભાવમાં પૂરણ સદા !
સહજસિન્ધુના બુદબુદા !
ઉત્પત્તિ, સ્થિતિ, લય પૂર્ણ વિષે !
અખા ! પૂરણ હોય તે પૂરણ લખે ! જોતાં૦

## ૨૦ आज आनन्द रे अंग न माय रे !



આજ આનન્દ રે અંગ ન માય રે સદ્ગુરુ સન્ત પધારીઆ રે !
પધાર્યા છે પૂરવાને મન કેરી આશ રે મુને દીન જાણીને કરી દયા રે !
આજ આનન્દ રે૦

સદ્ગુરુ સન્તે સામું જોયું ! ભવદુઃખ સરવે ખોયું રે !
જાડ્ય ભાગી રે જડ જન્તની રે ! આજ આનન્દ રે૦

હું પણ મ્હારા મનમા હરખી ! સદ્ગુરુજીને નિરખી રે !
શી શી શોભા કહું સાચા સન્તની રે ? આજ આનન્દ રે૦

હરિહરબ્રહ્મા સ્તુતિ કરે જેહની રે – સ્તુતિ કરે જેહની રે –
તે ગુણ આવ્યું, મ્હેની ! માહ્યરે રે ! આજ આનન્દ રે૦

સહજ સુખમા મ્હાલતા રે, હવુ સ્વરૂપ સાક્ષાત્કાર ;
વિધિ – નિષેધ સંશય ટળ્યો, મન વિલસ્યુ બ્રહ્માકાર !
આજ આનન્દ રે૦

બ્રહ્માકાર વિચારતા રે, સરવે દ્વૈતભાવના જાય,
સોઽહંબ્રહ્માનન્દ અનુભવ્યા રે વસ્તુ યથાર્થ થાય !
આજ આનન્દ રે૦

શુદ્ધ ભૂમિકા અસિ પદ આવે, ને મલીન માયા જાય ;
જીવ શિવ વિચારતાં રે પોતે પોતામાં સમાઇ જાય !
આજ આનન્દ રે૦

પોતામાં પોતે શમ્યો રે અદ્વૈત જ્ઞાનમરાય ;
કલ્પના કાશળ ટળી , પામ્યું તે મન વિશ્રામ .
આજ આનન્દ રે ૦

સુર , નર , મુનિ જેનું ધ્યાન ધરે રે નિગમ નેતિ નેતિ ગાય જેહ ;
પુરુષોત્તમ પરમાત્મા રે અખેપણામાં પ્રગટયા છે તેહ .
આજ આનન્દ રે ૦



## २१ आनन्द म्हारे अति घणो !



જી રે આજ આનંદ મ્હારે અતિ ઘણો !
પામી હું તો હરિગુરુ કેરૂં શર્ણ !
ભ્રાન્તિ ભાગી રે ભવરોગની !
ટળી ગયું જનમ ને મર્ણ !
આનંદ મ્હારે અતિ ઘણો ! જી રે ૦

આડ ભાગી રે ઈન્દ્રજાળની !
પામી મ્હારૂં નિજરૂપ નિજાનંદ !
સદ્ગુરુએ સન્મુખ ભાળીઉં !
ટળી ગયા દેહાદિકના ફંદ !
આનંદ મ્હારે અતિ ઘણો ! જી રે ૦

પોતે પ્રકાશે પરમાત્મા !
અધિષ્ઠાન અનુભવ્યું આપ !

ચૌદે લોક ચિત્તથી ટળ્યાં !
ટળી ગયું અણછતું આપ !
આનંદ મ્હારે અતિ ઘણો ! જી રે૦

વૃત્તિ જાતાં રે ગઈ વાસના !
ઊર્મિ કેરો આવ્યો છે કંઈ છેહ !
મહાવાયક કેરાં સરવડાં !
સદ્‌ગુરુશબ્દના વરસે મેહ !
આનંદ મ્હારે અતિ ઘણો ! જી રે૦

અખેપણું અવિલોકીઓ !
શુદ્ધ ચૈતન્ય નિરાલંબ રૂપ !
વસ્તુ યથારથ પામીએ !
વિલગી રહ્યો બ્રહ્માનંદ ભૂપ !
આનંદ મ્હારે અતિ ઘણો ! જી રે૦

---

## ૨૨ સાંભળને તું સજની મ્હારી !

સાંભળને તું સજની મ્હારી !
રસની રીત કહું એક સારી !
સુખ તણી શોભા ઘણી ભારી ! –
તો સદ્‌ગુરુનો સંગ કીજિયે રે ! સાંભળને૦

સદ્‌ગુરુ સંગે રમીએ રંગે!
આનન્દઅનુભવ વાધે અંગે!
દેહબુદ્ધિ કેરા હોયે ભંગે! –
તો જન્મમરણબંધન ટળે રે! સાંભળને ૦

સદ્‌ગુરુસંગે લ્હાવો લીજે,
બ્રહ્માનંદ મહારસ પીજે,
તનમનધન ત્યહાં અર્પણ કીજે –
તો આતમલાભને કારણે રે! સાંભળને ૦

આતમલાભ એ કોઈક જાણે!
સુર, બ્રહ્માદિક પાર ન આણે!
તે સુખમાં રે નિશદિન માણે! –
તો સંતસાગરમાં ઝીલતાં રે! સાંભળને ૦

ભટ્ટ, પંડિત એ કાંઈ ન જાણે!
સ્વર્ગ તણાં બહુ સુખ વખાણે!
તુચ્છ સુખનાં કર્મને તાણે! –
તો અણછતા ભવને માણવા રે! સાંભળને ૦

અખેપણામાં આનન્દ એવો!
ભાસે જ્યાં જેવો ત્યાં તેવો!
અજરામર મહાપદનો મેવો! –
તો સદ્‌ગુરુ સાને સમજી રહ્યો રે! સાંભળને ૦

## ૨૩ પતિવ્રતા પરિબ્રહ્મની રે !



સાંભળ સહિયર કહું હવે મ્હારી !
પૂર્વનું પુણ્ય પ્રગટ્યું અતિ ભારી ! –
તો જન્મ સુફળ કરું તાહરો રે ! સાંભળ ૦

માયાનું સુખ તો મિથ્યા રે બાઈ !
ધન , દારા , સુત , બ્હેન ને ભાઈ ! –
તો શમણાના સુખને શું કીજીએ રે ?! સાંભળ ૦

માયાના સુખને મૂકી રે દીજે !
પૂર્ણ હરિરસ પ્રેમે પીજે ! –
તો મગ્ન થઈને મ્હાલીએ રે ! સાંભળ ૦

ઉત્તમ અવસર આવ્યો અતિ સારો !
પળમાં તે ભવનો આવે આરો ! –
તો જન્મમરણ દુઃખ વામીએ રે ! સાંભળ ૦

સ્વર્ગના લોક ઇચ્છે છે રે હેલી !
વિશ્વંભર વરીએ ! અલબેલી ! –
તો નિજાનંદ હરિ ન્યાળીએ રે ! સાંભળ ૦

હરિનાં થઈયે ને મહાસુખ લઈયે !
જીવપણું ટાળી જીવતાં જઈયે ! –
તો પુરુષોત્તમ પ્રેમે મળે રે ! સાંભળ ૦

સજો શણગાર તે સહુ યે સાહેલી !
થાઓ તત્પર પ્રેમેશું પહેલી ! –
તો મોહનવરને ભેટીએ રે ! સાંભળ૦

મ્હે , સખિ ! તુજને કહ્યું છે રે જેહ !
હ્રુદયામાં રાખીને રૂહેજો રે તેહ ! –
કોઈ દરદીઆં આગળ દાખજો રે ! સાંભળ૦

કહે અખો જેને હોશે રે નારી !
હરિ પર તન , મન નાંખશે વારી ! –
એ પતિવ્રતા પરિબ્રહ્મની રે ! સાંભળ૦



## ૨૪ મ્હારા પ્રાણપંખીડા રે !



પ્રાણપંખીડા રે ! નહીં ત્હારો આ દેશ !
તું નહીં પામ્યો સુખ લેશ ! મ્હારા પ્રાણપંખીડા રે !
વળતો હાથ ઘસેશ ! મ્હારા પ્રાણપંખીડા રે ! ૦

આ કારમી વાડી કાળની ! તું ભુલ મા ! ભાઈ રે !
ભોગ દેખાડી ભવના ! તુંને લેશે સાહી રે !
મ્હારા પ્રાણપંખીડા રે ! ૦

દરાખ , બીજોરાં , કેળાં , અનાર ! એ કરમની કુંડી રે !
ફળ ખાતાં ત્હને ખેદશે , ત્હારી મરડશે ડુંડી રે !
મ્હારા પ્રાણપંખીડા રે ! ૦

સંત સરોવર પાસ છે રે ! કલ્પતરુ રે !
ત્યાં કૃત્ય ન લાગે કાળનું ! નહી વાઘ ને વરૂ રે !
મ્હારા પ્રાણપંખીડા રે ! ૦

વાડી છે એ વિખની ! ઘણી ઘેનની ગાઢી રે !
તું ઊડને અહીંથી , આંધળા ! કહું બૂમ પાડી રે !
મ્હારા પ્રાણપંખીડા રે ! ૦

અક્ષય પદ અપાર સુખ ! માણને મોજું રે !
કહે અખો ત્યાં બેસને ! અહી શાને લોજું રે ? !
મ્હારા પ્રાણપંખીડા રે ! ૦



## ૨૫ વાણીમાં ના’વે રે



વાણીમાં ના’વે રે અક્ષરાતીત હરિ !
કલ્પીને કહેવું રે વાણ નવ ચાલે ખરી ! વાણીમાં ૦

પરાપાર પરમાત્મા કહીએ , જ્યાં નહી શબ્દોચ્ચાર !
એ હરિને જાણજો , ભાઈ ! જે છે બોલણહાર ! –
સમજીને સમજો રે એવી લક્ષણા કરી . વાણીમાં ૦

મન કલ્પીને મત કીધા છે , ન્હાના વેષવ્યવહાર !
તેનાં ચરિત્ર ભિન્ન ભિન્ન જોતાં , કદિ એ ન આવે પાર ! –
બાહિર દૃષ્ટિ મૂકી રે જુવો ને પાછા ફરી . વાણીમાં ૦

ચૌદે લોક લગી વિસ્તાર છે, મનનો જીવશિવનો ભેદ !
મનાતીત મનમાં ના આવે, એમ કહે છે વેદ. –
એ પદ પાવે રે જીવતાં રહેજો મરી. વાણીમાં ૦

બ્રહ્મદર્શી સદ્‌ગુરુને સેવે, તેને મળે તે ભેવ !
અખા અખંડ અદ્વૈત આનંદ ! રહિત સકલ અહંમેવ ! –
વાણીમાં ના'વે રે અક્ષરાતીત હરિ ! વાણીમાં ૦



## २६ देहदर्शी कां थाये ?



દેહદર્શી કાં થાયે ?
દેહ કાં પ્રાણીદર્શી થાયે ? !
વેષ, વર્ણ, આશ્રમને જોતાં,
હીરો હાથેથી જાયે ! પ્રાણી ! ૦

સભર ભર્યો, પણ પાંચ ભૂતની,
ઓટે રહ્યો હરિ બોલે !
પંચાતીત પહોંચે સોસ્વતંતર,
તત્પર થઈને, જો ! લે ! પ્રાણી ! ૦

દેહ ને દેહનાં કૃત્યો જોતાં,
દ્વૈત પડે છે વસ્તે !
કુવિચારે બોલે ને પૂછે !
વિષ ખાઈ મરે હસ્તે ! પ્રાણી ! ૦

'પૂછયા કહ્યા વિના ન પ્રીછે,'
પૂર્વ પક્ષ કોઇ કરશે,
તેનો ઉત્તર સુણજો, સંતો !
'તે વેપ વિના ઉચ્ચરશે.' પ્રાણી ! ૦

ગાન વિસારે, વચન વિચારે,
તો હરિ મળે જોતાં પહેલો !
પાંચ ભૂત વળગ્યાં તે માટે,
અખો જીવતે ઘેલો ! પ્રાણી ! ૦

## ૨૭ સદ્દગુરુ મળીઆ !

સદ્દગુરુ મળીઆ ! સાંસા ટળીઆ !
નિર્ભય નામ બતાયા જી !
લખચોરાસીનો રાહ ચૂકાવ્યો ને –
અખંડને ઘેર આણ્યા જી ! સદ્દગુરુ મળીઆ ! ૦

ગગને ગરજિયાં ને સરવણે સુણિયાં !
ધૂનમેં ધ્યાન લગાયા જી !
વણ વાદળીએ વીજ ચમકે !
મતમતાંત મેટાયા જી ! સદ્દગુરુ ૦

ધૂને વરસે ને અમીરસે ભીંજે!
 ઇમ નીકે નીર ચલાયા જી!
ચેતન પુરુષ ચારનવાલે સબ!
 પાની તીને પીલાયા જી! સદ્‌ગુરુ મળીઆ! ૦
આપે ઉપન્યા ને આપે ના થા!
 આપોઆપે જાયા જી!
અર્ધ મસ્તકે અમી ઝરત હૈ!
 સબ ઘટ માંહે સમાયા જી! સદ્‌ગુરુ મળીઆ! ૦

કહે અખો હું તો કંઇ નવ જાણું!
 મેં તો હરિના ગુણ ગાયા જી!
લખ ચોરાસીનો રાહ ચૂકાવ્યો ને –
 અખંડને ઘેર આણ્યા જી! સદ્‌ગુરુ મળીઆ! ૦

## २८ अचिन्त्य रूप

(પ્રભાત)

અચિંત્ય આ ફૂલી ફાલીને સઘળે રહ્યું!
 અચિન્ત થયા વિના (હરિ) હાથ નાંવે!
'આપ' ટાળ્યા પછી, જો કંઈ નવ રહે!..
 અદભદ માલ તે એગ ફાવે! અચિંત્ય ૦

અચિંત્યની ઓટમાં, મૂળ સૌ ચે તણાં!
હાથ ના'વે રે બુધ બહાર ચાલી!
ફૂલ ફૂલ્યા તણી ટેવ સહુને પડી!
વસ્તુ પ્રત્યક્ષ ને પરોક્ષ ઘાલી! અચિંત્ય ૦

ચિત્ત અચિત્તમાં અર્પી, નચિન્ત રૂહે,
(ત્યારે) સાવ નિરંતરે એક ભાસે!
કૃત્ય અકૃત્ય સર્વે જ સંશય ટળે!
સમરસ ખેલ શ્વાસે ઉશ્વાસે! અચિંત્ય ૦

એવું એન અચિત્ત શ્રી કૃષ્ણજીએ ભોગવ્યું!
સોળ સહસ્રશું વિહાર કીધો!
ઋષિભોજન તણું નારે જોયું પારખું!
તત્ખેવ જમુનાજીએ માગ દીધો! અચિંત્ય ૦

અચિંત્ય જાણ્યે થકે, જો દેવદત્તને!
ગોરખાબુધ ગ્રહી શક્તિ વાધી!
અછેદ્ય અભેદ્ય જે થાય તેહ જ, અખા! –
અચિંત્યનું રૂપ શકે જ સાધી! અચિંત્ય ૦

## ૨૧ आत्मातीर्थ



(પ્રભાત)

આતમાતીરથે ન્હાવ રે! માનવી!
તીરથરાજ એવું વેદવચને!
ભરમે ભટકણ કરે! એસતે ઉગરે!
પ્રીત આવે તુને વાણીવચને! આતમાતીરથે ૦

જેહનો મહિમા તે શેષ, શંકર લહે,
સ્મરણ કરતાં સ્મૃતિવાણ ખૂટે!
તેહને જાણ રે! તુજ પ્રત્યે કહું!
તાંદુલ નહીં મળે કુશકા કૂટ્યે! આતમાતીરથે ૦

જેમાં મજ્જન કરે, તિમિર તત્ક્ષણ ટળે,
ભેદી બ્રહ્માંડ ને જંન જાયે!
નિવૃત્તિ, પ્રવૃત્તિ, તજે! ભજે! ભોગવે!
એવાં પાખંડ! એકે ન થાયે! આતમાતીરથે ૦

કામનાં કલંક લાગ્યાં કણુધે કરી,
તેને પરતીત પાણી, પહાણે!!
અનુભવગંગ તે ગગનઘેરી વહે!
મૂર્ખ મજ્જન કરે માટીછાણે!! આતમાતીરથે ૦

બ્રહ્મરસ ઝીલવા ચમર આશા કરે,
(પણ) તિમિરત્રિગુણ તે ન શકે ત્યાગી!
પ્રેમ પાવન પરવાહ પૂરવ તણો!
અખા! અવિદ્યા તણી જાળ ભાગી! આતમાતીરથે ૦



## ૩૦ उदय हवो आत्मासूर्य

(પ્રભાત)

ઉદે હવો આતમાસૂર્ય સામો સદા!
અજ્ઞાનનિશા તે તો ગઇ અધારી!
જેહ તમચર હતા, (તે) ત્રાસ પામી ટળ્યા,
સંશય વિકારો શમીઆ સવારી! ઉદય ૦

અર્ક ઉગ્યા પછી, ઉડુ, ઉડુપતિ રહ્યા,
તે છતે અણછતે જ્યમ પ્રમાણો;
(ઇમ) દેહ તણો ભાવ તે રહે નહીં જ્ઞાનમા,
રહે તો રેણી છતમાં જ જાણો. ઉદય ૦

વારિજ વિકસીને વ્યોમ સામા રહ્યા,
હાવાં શળે નહીં પરિમળ! વિલસ્યો!
ભરમભમર ઊડી ગયો આળથી!
હાવાં તત્ત્વ ક્રીસે ફર્યો સગમગ્યો! ઉદય ૦

સત્યસવિતા તપે! સદોદિત રવે સદા!
અસ્ત, ઉદય કહીં તે ન પામે!
પાંચ, પચ્ચીસનો ખેલ ચાલે જે વડે,
(તેને) દેશ વિદેશ નહી પૂઠ સામે! ઉદય ૦

દિવ્ય અદ્વૈતમાં દૂર્ગ તે દિનમણિ!
પાર પતંગનો કોણ જાણે?!
આપ ઇચ્છાએ ઉલાળો દીધો, અખા!
માથે મહાનિધિ જેને વેદ વખાણે! ઉદય ૦

## ૩૧ गाओ गोविन्दगुण



(પ્રભાત)

ગાઓ ગોવિન્દગુણ ઘોર વાણી વડે,
ઓળખો ઈશ્વર સદ્ગુરુ સાથે,
ઓળખી અનુભવે અર્થ થાયે ખરો,
કમળભૂને કહ્યું આદિનાથે. ગાઓ ૦

લક્ષ્યમા લક્ષ લાગી રહ્યો લોકને!
ઈશ બોલ્યા હશે એમ આગે!
અદ્યાપિ અંબુજનયન ઇમ ઉચ્ચરે,
સર્વ ઘટ માંહ્ય સોહંગ ગાજે. ગાઓ ૦

ભૂત ને ભવિષ તે ભરમ ભમતો સદા !
    સચ્ચિદાનન્દ તે સત્ય સાંમાં ;
બિન્દરાબનમાં કૃષ્ણ દેખો તમે,
    બ્હાર જાતી મતિ આણો સામાં. ગાઓ ૦

જુગલકિશોરને જાણવા તપ કરે,
    તપ કર્યે નિકમો હાથ ના'વે ;
તન તપાસી જુવે બુદ્ધિ તીવ્રે કરી,
    તો જ નન્દલાલનો લક્ષ્ય આવે. ગાઓ ૦

તન ટળતે તે સંશય જ સહુને પડે,
    શ્યામનું સુખ કહો કોણ દેખે ?
દિવ્ય દેહવાસ પામે જ આનન્દમાં,
    જે, અખા ! સમરપે 'આપ' શેખે. ગાઓ ૦



## ૩૨ છે હરિ આપ આપે !



( પ્રભાત )

જે વડે જેને તું જોવાને જાય છે,
    તે વડે આ રહ્યાં સર્વ શોભી !
સાર સિદ્ધાન્ત વસ્તુ જ જેણે લહી,
    સદ્ગુરુસાનમાં સુરત લોભી ! જે વડે ૦

છતાની છોળમા અણછતા બુદ્દબુદા !
બુધ વિના બ્હાર જોવાને જાયે !
આપ વિચારતા આણુ યે અળગો નહી !
સમજ આવ્યે સ્વયંરૂપ થાયે ! જે વડે૦

અગમ તે સુગમ થઇ, રૂપ રસવા ધર્યા !
જેમ કોઇ કનકના ઘાટ દીસે !
(ઇમ) નામ ને રૂપ બહુધા થઈ વિસ્તર્યા !
અનુભવી સંતનાં મન હીને ! જે વડે૦

બીજ, અંકુર વિલગી રહ્યા જોગથી,
ડાળ ને પત્ર, ફળ ફૂલ, છાયા !
ઇમ આપ આપશુ, અનંત લીલા કરે,
નામ તે દેઇને ! એ માન માયા ! જે વડે૦

છે સળંગ સૂત્ર એક આતમારામ છે !
ભિન્ન ભાસ્યું એ તો ભાત, છાપે !
થયું નથી ! ગયું નથી ! મૂળ વિચારતા !
કહે અખો, છે હરિ આપ આપે ! જે વડે૦

## ૩૨ जेहने जे विना



(પ્રભાત)

જેહને જે વિના અધક્ષણ નવ સરે !
    તેહને તે વિના કેમ ચાલે ? !
જલપતાં તારુણી ! ત્રણ ભાગે ધરી !
    જીવ જોઈ ને કો ઘાત વાલે ! જેહને જે વિના ૦

પ્રીતની રીત જાણે જ, પદ્માક્ષ ! તું,
    પાર પરા તણે જે વિરાજે !
હારદહેત હેલામા પ્રીછે પ્રભુ !
    વાણીવજે કોઈ વીર ન ભાજે ! જેહને જે વિના ૦

ક્રૂર કટાક્ષ કરતે થકે કામિની !
    જલજ જ્યમ જલ વિના જાય ગૂકી !
પ્રેમનું પુષ્પ કરમાય કૃપા વિના !
    ધામથી ધીરજની ભીલ મૂકી ! જેહને જે વિના ૦

એમ ગાતું રે ! અબળા ! જ રહે નવ લહ્યું !
    સહજ વિનોદે શી વાત વાધી !
ભ્રમ ચડયે ભામિની જેવી ભાગી સુને ! !
    બીજની ક્ષીણતા મન નાખી ! જેહને જે વિના ૦

ઉચેલઅંગી કરી ! પ્રેમપુંજે ભરી !
અધરઅમૃત હરિપ્રીત પોષી !
આનંદનો અર્ક ઉગ્યો જ ત્યાંહાં , અખા !
શોકનો દોષ તે લીધો શોષી ! જેહને જે વિના ૦



## ૨૪ अवसरे अर्थ आवे नहीं !

(પ્રભાત)

અવસરે અર્થ આવે નહીં ! નાથ તું !
હાથ હોંસે કરી શીદ સાહે ? !
અમો અબળા જ ! આધાર તોરે ત્રિકમા !
ગરજુ ગોવિન્દના અંગ માંહે ! અવસરે અર્થ ૦

વચન વિશ્વાસ પરમાણુ પામ્યે થકે ,
ટેવ લાગે ! કહો ! ટેક રાખું ? !
વિશ્વમાં વાત ચાલી ગઈ ! વિઠ્ઠલા !
નવ ઘટે નાથને ! દીન ભાખું ! ! અવસરે અર્થ ૦

મંન મ્હારે વિષે કયાં હતું ? ! મ્હાવજી !
તંન તે કયાં હતું ? કેર્મ કયારે ? !
ચેહેન તે તોરડાં ! ચાનકો મુજને ! !
છાંયના પુરુષને માર મારે ! ! અવસરે અર્થ ૦

હરિ ! તું મુજમાં વસે ! બોધ મુજને રમે !
  મન તે ઉમંગે ! "નાથ નિરખું ! "
કીરત નિવાર ! કે લોકને વાર ! કે,
  જેમ ત્યમ રાણ એ મન ફરતું અવસરે અર્થ ૦

જે જે વિનતિ કરું, વચન તુજથી અહરું !
  અંતરે ઉર્મિ બહુ ! તુજ આશે !
ઉપાય અખો કહે ! અગ્નિ રીતે મટે ! !
  લાજ લાગે તને ! લોક હસશે ! અવસરે અર્થ ૦



## ૩૫ भक्ति भगवंतनी पद्मिनी प्रेमदा

(પ્રભાત)

ભક્તિ ભગવંતની પદ્મિની પ્રેમદા !
  (સહુ) લોકમાં સુન્દરી તે જ શોભે !
નાથ ગુણ અતીન તે ગુણ નિર્લોભતા !
  લક્ષ્યલાવણ્યમાં તે જ લોભે ! ભક્તિ ભગવંતની ૦

બુદ્ધિ પરકાશ તે તેજ ત્રૈલોક્યમાં !
  નીરખતાં રૂપનો પાર ના'વે !
વિવેક વૈરાગ્ય તે નિત્ય નિર્મળતા !
  બ્રહ્મ ભરથારનો ભોગ ભાવે ! ભક્તિ ભગવંતની ૦

જે વિષે તુ ગ્યો, તેહને નવ લહે !
અક્ષરમાળ તુને આ ગુથી !
(તેહને) આપ અર્પી ગ્હે ! "હુ નથી ! તું જ છે !"
એટલુ કા નવ થાય તુથી ? ! માનજે મન તું ૦

જત ! સુણ ! જલની પેર ! પાગર મતિ !
સુરત રહી ગૂરણ ! પણ શોપે !
અણુથી ઉર્ધ્વમુખ જેમ જામી ગ્યો !
તોય કૃપા કરી ખાતે પોપે ! માનજે મન તુ ૦

કમળદૃષ્ટાન્તે ઠસી, પેર કહી તાહારી !
જે વિરે, ઉન ! તુ જન્મ વગ્તે !
સચ્ચિદાનન્દસાગર વિષે તુ સદા !
(તુને) લાજ નથી આવતી ખહાર ફરતે !
માનજે મન તું ૦

(એમ) વેદવેદાન્ત કહે, સાખ સ્મૃતિ પે દીએ,
આત્મા પરગટે, આપ બોલે,
આજ ટહેલે કે ગત જુગે ટહેલે, સખા !
એમ સમજે તે કઇ આપે ! પે લે ! માનજે મન તુ ૦

——

શીલ સંતોષના ચીર શોભે સદા !
વિશ્વાસના પાય નેપૂર બાજે !
શમ અને દમ તણી ચુડી સોહામણી !
(હરિ) નામનો ઉરમા હાર રાજે ! ' ભક્તિ ભગવંતની ૦

મુક્તિનો માર્ગ સૌભાગ્ય શોભે સદા !
મૃગમદ પ્રેમની ભાલ કીધી !
અંગ અંગ આભૂષણ ! બોધ આનંદનો !
"હરિ તાણું મન હરું !" લાજ લીધી ! ભક્તિ ભગવંતની ૦

કોટિ કંદર્પ ! મહાઅંકને જીતવા,
અનુભવી પ્રેમનો રસ પીધો !
જ્ઞાન અંજન, અખા ! નયન કટાક્ષમાં !
અભોગ્યને અજીતને સ્વવશ કીધો ! ભક્તિ ભગવંતની ૦

## ૩૬ માનજે મન તું !

(પ્રભાત)

માનજે મન તું ! વાત વિઠ્ઠલ તણી !
નૃત્ય કરે નાથજી વિશ્વવ્યાપી !
ચલણ વલણ કરે ! સેન ચિન્તન ધરે !
નેહને જાણ ! તુંને બુદ્ધિ આપી ! માનજે મન તું ૦

જે વિષે તું રહ્યો, તેહને નવ લહે !
    અક્ષરમાળ તુંને આ ગુંથી !
(તેહને) આપ અર્પી રહે ! "હું નથી ! તું જ છે !"
    એટલું કાં નવ થાય તુંથી ? ! માનજે મંન તું ૦

જંત ! સુણ ! જલદની પેર ! પામર ગતિ !
    સુરત રહી મરશું ! સદ્ય શોષે !
અંબુથી ઉર્ધ્વમુખ જેમ જામી રહ્યો !
    તોય કૃપા કરી ખાંતે પોષે ! માનજે મંન તું ૦

કમળદૃષ્ટાન્તે કરી, પેર કહી તાહારી !
    જે વિષે, જીવ ! તું જન્મ વરતે !
સચ્ચિદાનન્દસાગર વિષે તું સદા !
    (તુંને) લાજ નથી આવતી બહાર ફરતે !
        માનજે મંન તું ૦

(એમ) વેદવેદાન્ત કહે, સાખ સ્મૃતિ યે દીએ,
    આત્મા પરગટે, આપ બોલે ;
આજ લહેજે કે શત જુગે લહેજે, અખા !
    એમ સમજે તે કંઇ આપે ! વે લે ! માનજે મંન તું ૦

# ૩૭ વાલમા ! વિનતિ કહું



(પ્રભાત)

વાલમા ! વિનતિ કહું તુજ, વિઠ્ઠલા !
વનિતામાં તાહ્યરી વાત ચાલી !
"આજ હેલામાં હરિને હરાવશું !!"
કોઈ – કહે કે – રખે થાવ વ્હાલી ! વાલમા ! વિનતિ ૦

ભૃગુભાનતનયા તુજ કાજ ઘણું તપ તપે !
સજ્જ થઈ છે જ સંકેત સારૂ !
ભૂધરા ! ભરમ ત્હારો ધરે ભામિની !
રૂપકે રાખજો ! રાજ ! વારૂ ! વાલમા ! વિનતિ ૦

લાજ લાગી તે, લીલાધરા ! નવ ટળે !
અવસરે એવો તે નિત્ય ના'વે !
સમય સંભાળે તે શૂર સાચો સદા !
બિરદ પાળી રમે ! બ્હાર આવે ! વાલમા ! વિનતિ ૦

સહચરીવચન સુણતે થકે શ્રી હરિ,
કેસરી કંદરાથી જ સળકે !
ધમમસ્યો ધીર તે ! યૂથને જઇ મળ્યો !
ઉડુગણે ઉડુપતિ જેમ ઝળકે ! વાલમા ! વિનતિ ૦

સમશ્યા સાન સમજે સહુ સુન્દરી !
  સમરના સુખને સૌ સહરાયે !
કુસુમના કુન્જમાં કેલિ કરતો, અખા !
  નિરખીઓ જેહને નિગમ ગાયે ! વાલમા ! વિનતિ૦

## ૩૮ विनतावृन्द वींटी वळ्युं !

(પ્રભાત)

વિનતાવૃંદ વીંટી વળ્યું વરવહૂ !
  જેજેકાર કરે અને જશ બોલે !
સ્તુતિ કરે સ્વામિની ! મૂલમહિમા લહી !
  નર કો જ નિર્મ્યો નથી તમ તોલે ! વિનતાવૃંદ૦

મિથુન માટ પધરાવીઆ પર્યંકે !
  રુચિર મનોહરા ! દેવદયિતા !
બાલિકા વિમલ જીવન જશ ભાણતી !
  દાણતી કવિતરસ કામસહિતા ! વિનતાવૃંદ૦

નેનવેણે રસ ચાખતી ! ગાયતી !
  પાયતી ચાણકે રસ રમણે !
પ્રશંસતી પિયુને ! પ્રેમે પ્રમદા ઘણું !
  દિવ્યરૂપા ! નથી દીઠી કરણે ! વિનતાવૃંદ૦

યોગીના ધ્યાનની ધ્યેય ભુખુશાનની!
નિગમ ને અગમ વસ્તુવિહારી!
ઋચા રૂપવાન સ્તવતા હવા શ્રી હરિ!
ગોપિકા નામ! પણ તેજ ભારી! વિનતાવૃંદ૦

ભુજદંડ ભીડતો હવો ભામિની ભાગ્યનિધિ!
વારિન્ વર્ણુધિયો અલિ જ ઉરે!
અનન્ત આનંદ આવ્યો જ ઉરમાં, અખા!
સખી મહાગયે સહુ સુરતશું રે! વિનતાવૃંદ૦

---

## ૩૯ શ્રી હરિ શ્રીમુખે

(પ્રભાત)

શ્રી હરિ શ્રીમુખે એમ સ્તવતા હવા:–
"માનિની! મુગટમણિ તું જ મ્હારે!
"તુજ કારણ, પ્રિયા! વૈકુંઠે વિસ્મીઉ!
"વસિયો વૃન્દાવને કાજ ત્હારે! શ્રી હરિ૦

"માન મુજ કેરડું હું નથી જાણતો!
"શેષ, શંકર લહે બુદ્ધિમાને!
"તેજ હું! તારુણી! તુજ વિના નવ સરે!
"મુખથી જો મૂકું તો આણું ધ્યાને! શ્રી હરિ૦

"માહરૂં મન માન્યુ! મૃગલોચની!
"હારદ ઓછયુ ત્હેં, હેમવરણી!
"ચિંતની! ચિત્ત માંહે જ ચમકી ગઈ!
"ભાત ભાસે નહીં! બ્રહ્મસરણી! શ્રી હરિ૦

"જ્ઞાનવૈરાગ્ય ને ભક્તિ ને યોગથી,
"પ્રેમદા! પ્રેમની વાત આઘી!"
સત્ય આ વચનને સુણતી થકી સ્વામિની,
કામિની કૃષ્ણને કંઠ લાગી! શ્રી હરિ૦

રૂપનાં ઝૂમતા કુસુમનેજે ચડે!
રાજીવલોચન બહુ જ રંગે!
વપુવિલાસ તો જીવ જોવા લગે!
અખે અવિલોકીશ વસ્તુ અંગે! શ્રી હરિ૦



## समरसंयोग साधे खरूं श्रीधरा!

(પ્રભાત)

સમરસયોગ સાધે ખરૂં શ્રીધરા!
દેહ ધરે દેવ! એ કામ મ્હોટું!
અવ્યક્ત હતો ત્યારે આળખ્યો ઈશ્વરા!
વ્યક્ત અવ્યક્તનું ચિહ્ન ખોટું! સમરસંયોગ૦

'નેતિ નેતિ' નારાયણ નિગમ કહેતા હવા !
તેહ તું, નિકમા ! જો વિચારી !
વણ વિચારે તું તો વિશ્વવત્ થઇ રહ્યો !
જીવજંજાળ મૂકો, મુરારિ ! સમરસંયોગ ૦

સંશય પડયે શિવ થવા, સર્વ સાધન કરે !
નિઃસંશયે જેહ ! તે વસ્તુ બેઠા !
વેદાન્તનું સાર :— કૂટસ્થ કરુણાકરા !
અમલ તું ! આતમા તું જ, મીઠા ! સમરસંયોગ ૦

જાગ્યો જગદીશ વ્યમ અર્ક ઉદય થયો !
અધમળ્યાં નેત્રથી આપ નિરખે !
સુન્દરીશ્રમ, અહો ! સફળ કર્યો શ્યામળે !
આપ આપે જોઈ આપ હરખે ! સમરસંયોગ ૦

નિત્ય વિહારિણી નંદનંદન તણી !
સુન્દરી ! સુરતરસ સ્વે જ ઝૂકતી !
ભૂતભવિષ્યનો ભેદ ભાંગ્યો, અખે !
હીતર નિત્ય તોરેપેં મંન ધરતી ! સમરસંયોગ ૦

——૦૦૦૦——

## राम दुर्लभ सदा !



( પ્રભાત )

**રામ** દુર્લભ સદા ! **રામ** દુર્લભ સદા !
'**રામ** દુર્લભ સદા !' સહુ જ કહે છે !
**પેર પ્રીછ્યા** તણી ! તે નથી જાણતા !
માટે તે **રામજી** દૂર રહે છે ! **રામ** દુર્લભ સદા !૦

કોઇ વર્ણાશ્રમે પેટ ભરી રહ્યા !
'ઉત્તમ મધ્યમ અમો બ્રહ્મકાયા !'
'જગત તે નીચ ! ને ઉચ્ચ અમે ખરા !'
એહને **એ** રૂપે લાગી **માયા** ! **રામ** દુલર્ભ સદા !૦

કોઇ કહે 'ભેખ ભગવતનો છે ભલો !'
પૃથ્વી મધ્યે દે ઉપદેશ ડાહ્યા !
વૈરાગી વૈષ્ણવ કહે, 'અમ સમું કો નહીં !'
એહને **એ** રૂપે લાગી **માયા** ! **રામ** દુર્લભ સદા !૦

એવાં એવાં આવીને, આળ આડાં વળે !
ત્યારે તે **પંથ**નો પાર ના'વે !
**નિર્દાવે** જ નરને નારાયણ મળે,
તે તો જગતને મન ના રે ભાવે ! **રામ** દુર્લભ સદા !૦

શાહુ હુતા તેઓ શત્રુ થઈ નીસર્યા !
  જેમ ઓશાવીઆ, વાટ પાડે !
આ જ પગલા વિના, આતમા નહીં મળે !
  વાત મ્હોટી અખા છે, મરાઠે ! શમ દુર્લભ સદા ! ૦

——————

## લોભે લાગ્યો –



(પ્રભાત)

લોભે લાગ્યો અભિલાષ નહાના ઘરે !
  ભોગ ઇચ્છે કે ભગવાન ઇચ્છે !
લોભનો મોભ તે જ્યારે ભાગી પડયો ! –
  હું જ આકાશ ! તો ન્યૂન શી છે ?! લોભે લાગ્યો ૦

વસ્તુ ના લીધું તેં વસ્તુ માંહે થડો !!
  અળગો પડીને દારિદ્ર દાખે !!
(જ્યમ) પાણીપરપોટડો પાણી પેખે નહીં !!
  શુદ્ધ ન્હોણો સુરત બ્હાર રાખે ! લોભે લાગ્યો ૦

અર્થ ઇચ્છે તે તો ઓઘને ભોગવે !
  અર્થ નહીં ત્યાં તો અનર્થ શાનો ?!
જે રહે બ્હાર તેને વ્યાધિ વાધે ઘણી !
  પવંડને કાંઇ ના હોય પાનો ! લોભે લાગ્યો ૦

જીવ જાણે તે તો જતન કરવા ધને!
ઈશ્વર અળગો કરી આરાધે!
(પણ) જીવને ઈશ્વર બેઉ તેના ઘડયા!
જેહને લેખું આવ્યું રે બાધે! લોભે લા-ચો ૦

બાધે ? બે નથી! બ્રહ્મ યથારથી!
ઉપજણ નહીં! તહા આશ કેની?!
આશના લીધા તે દાસ થયા ફરે!
(પણ) અખો ન બોલે એવી વાત એની! લોભે લા-ચો ૦

---

## વસ્તુ ને વિશ્વનો

(પ્રભાત)

વસ્તુ ને વિશ્વનો નથી કશો આંતરો!
અંતરદષ્ટિ અવિલોકી જોજે!
એ અટપટો ખેલ જોનાર ભકતો ભજે!
એહને ઇચ્છા તે 'આપ' ખોજે'. વસ્તુ ને ૦

જ્યમ કૃષ્ણને કુંવર જાણી જશોદા રહી!
તેહેને બ્રહ્માશિવે બ્રહ્મ જાણ્યો!
ત્યમ વિદ્વજ્જન વિશ્વને વસ્તુ જાણી ભજે!
(જેણે) સમ, વિષમના તણો ભેદ ના'ણ્યો! વસ્તુ ને ૦

ના સરૂમેં ઘટ બઢ હોતા,
    કે હોતી નૂરમેં જ કમી,
જવ ઘટે ના તિલ બઢે,
    ઉમંનગને અસ્માન જમી;
આપ બેહિસ્ત, દોઝખ દૂજે,
    યે ખતરા સો મનકા હૈ,
ક્યા મુસલમાન, ક્યા હીન્દૂ,
    અખા! વિચારે તિસકા હૈ. ૧૦૫

પઢતે આયા પેચ મીંને!
    અટકાવ હુવા ઈલ્મ કેરા!
આદિ અંતકી સીદી બોલણી થી,
    વહા ખુલાસા હે જ તેરા;
નઝર કરે, સો નિહાલ હોવે,
    દિલકે દીદે જબ દેખે,
પઢા હો કે અપઢ, અખા!
    "આપ" ટલ જાણા રેખરેખે. ૧૦૬

જૈસા તૈસા સો હી જ હૈ રે!
    જિસ્કા કિયા સબ હોવે,
અવ્વલ આખર 'તૂં' જ નહીં,
    ખિચ દૂજા હો કર સિર લેવે!
આખર "હું" મિટાવણા હૈ,
    આલિમ હોય પઢ રહે!
જબસેં, અખા! મન મિટ્યા,
    તાબ સકે સાંઈયાં કોણ કહે?! ૧૦૭

પઢે ગણે બોજ ચડે,
હે કછુ હલકા જ હોણા,
અજ્ઞાનકી જીદ મિટાવણી હૈ,
જ્યૂં ત્યૂં મૂલગા આપ જોણા;
દારૂકા દર્દ હોવે તો,
મૂલગા રોગ સોકું જાવે,
અખા! "મેં" જો મિટ જાવે,
સો સાંઈયા તુરત પાવે. ૧૦૮

'હું-તૂં' સું સબ મરતા હૈ!
બિન 'હું-તૂં' મરણા જ નહીં,
માલ પરાયા, પિંડ તેરા,
તું માને 'મેરા' જ મેં હી!!
પઢ પઢને કયા પેચ બાંધે?!
ગામ નહીં તો સીમ કેસી?!
રાહા ઉપરછલા હોવે,
કરમ સાંઈકા, સો માન લેસી. ૧૦૯

॥ ॐ सद्गुरु ॥

# श्री अखाजीना कुंडळिया

## हिन्दी

१ – २५



ज्ञान, भक्ति अरु जोगके
मारग तीन, अरु तीन लक्ष.

# श्री अखाजीना कुंडळिया



તત્ત્વવેત્તા તત્ત્વ જાનકે, પદ આરૂઢ ભયે એન,
પદ આરૂઢ ભયે એન, બેન ઐસે સેવાકે,
સૂર સુભટ ભડે લોભ, સણસ્થ બોલત વાકે,
'આપા' ગયા બિલાય, કાયાકા કછુ ન કારન,
'લિંગી' બિનાકી બાચ, સાચ! નહીં તરન, ન તારન!
સહજ સુભાવ, 'આપા' બિના, અખા! ઐસીસી સેન,
તત્ત્વવેત્તા તત્ત્વજ્ઞાનકે પદ આરૂઢ ભયે એન. ૧

તજ્ઞ પુરુષકા સંગ લિંગકા લેપ ન રાખે,
લેપ ન રાખે લિંગ, રંગ વાકે સબ ફિરહી,
જ્યૂં મની મનીહાર નારુકા મૂલ સોર રહી,
જેસો હીંગકો બાસ કણુકકો સરવ ગુમાવે,
મણી લાગે તે દંપ, મોહોર સુખ ઝહર ગુમાવે,
બીજમંત્ર સારે, અખા! પૂરા નર જે જે ભાખે,
તજ્ઞ પુરુષકા સંગ, લિંગકા લેપ ન રાખે. ૨

જીવ અપનો અજ્ઞાન, માન બેહેત હૈ મિથ્યા,
મિથ્યા બહત હૈ માન, કાન **ગુરજ્ઞાન** ન લાયગો,
ભયો ના મૂલ ઉદ્યોત જ્યોતિ આત્મ નહીં જાયગો,
ભર્મ્યો ભુવન સો તીન! કીનો નહીં કબહૂ બિચારા,!
મેં સો કૌન, કવન સો યે હૈ પિંડ **ચલાવનહારા**?
બિના બસ્તુબિચાર, અખા! દર્શન બહુ પંથા!
જીવ અપનો અજ્ઞાન, માન બેહેત હૈ મિથ્યા! ૩

ઔર **નહીં** ઉપાય, સહાય્ય **બિના ગુરુ જ્ઞાની**,
**જ્ઞાની** હૈ તો સહાય્ય, કલા સો હેત અનેરી,
જ્યૂં બૈદ શલાકા મેલી, પડલ ઉતારત ફેરી,
નેનાં **નિરમલ** હોત, ઉદ્યોત **આત્મ** હોય ઐસે,
અનુભવ હોત **સાક્ષાત**, પાતપક્ષ રહત ન લેશે,
**નિજ પ્રતીત** ઉપજે, અખા! પૂર્ણતા અપની માની,
ઔર **નહીં** ઉપાય, સહાય્ય **બિના ગુરુ જ્ઞાની**. ૪

કરનો **શુદ્ધ બિચાર**, **પાર** નર તત્ક્ષણ પાવે,
**પાર** પાવનકી **બિદ્યા**, **શુદ્ધ યે** હિ **અનુભવ** કીજે,
જેતો દેહિવિકાર, ભાર સબ દેહશિર દીજે,
**સેં** તો અવ્યય, **અનુપ** સદા, **અલેપક સાક્ષી**,
**પાંચ**, **પચીસ** મેના યે ચાલત સુજ આખી,
**પ્રકૃતિપુરુષ વિવેક**, છેક લૂં **નીકે** આવે,
અખા! યે **પરનાલિકા**, **પાર** નર તત્ક્ષણ પાવે. ૫

બંધ મોક્ષ નહીં પ્રાય, ભાર અપને શિર લેવે,
અપને શિર લેવે એહ હૈ સબ દેહકો કરનો,
પાયા બિના બિબેક માનત 'અપનો' આચરનો,
દેહ મલિન જડ રોગ ભોગ સુખ દુઃખકો ભાંડો,
આત્મ અખંડ, અવ્યય, અવિનાશ, પ્રકાર કહ્યુ છુપ્યો ન છાનો,
અખા ! બાત બિચાર :– દેહદોષ દેહશિર દેવે,
બંધ મોક્ષ નહીં પ્રાય, ભાર અપને શિર લેવે ! ૬

સ્વે સ્વરૂપ ભલી ભાત, કોન્ત નર યે હિ બિચારે,
બિચારે ઐસે :– ધરણુ – ધરણસે સૂક્ષમ નીરા,
નીરતેં સૂક્ષમ તેજ તેજસેં સૂક્ષમ સમીરા,
સમીરતેં સૂક્ષમ વ્યોમ, વ્યોમતેં સૂક્ષમ સુભાવા,
સુભાવતેં સૂક્ષમ અર્ધમાત્રા, માત્રાતેં સૂક્ષમ અવાચ્ય કહાવેં,
યે હિ પરિપાટી આપતેં, અખા ! સત્ કરકે ધારે,
સ્વે સ્વરૂપ ભલી ભાત, કોન્ત નર ઐસે બિચારે. ૭

દેહી – દેહકા વિવેક, છેક લૂં કરે સો જ્ઞાની,
જ્ઞાની કરત વિવેક, આપ બિચારત ન્યારો,
સબકો જીવન આપ, આપકો ના કોઇ સહારો,
ઇન્દ્રિય દશ, દશ દેવ, ભૂત પંચ, ચતુષ્ટ યે માયા,
તન્માત્રા સમેત, કહો સબ કારન કાયા,
પ્રવર્તક સબનકો, અખા ! હોત ન કબહુ માની,
પ્રકૃતિપુરષ વિવેક, છેક લૂં કરે સો જ્ઞાની. ૮

ઐસે કરત બિચાર, સોહિ નર જઠર ન આયો,
જઠર આયા સો કૌન ? અવનીએ અવનીને જન્મી,
નીરે જન્મ્યો નીર, તેજ તેજકી કરણી,
પવને જન્મ્યો પવન, ગગન કીનો આકાશા,
અચરજ સો હૈ યેહ, 'દેહ' દેખત ભયો સાંગા !
અખા ! શુદ્ધ બિચાર બિન, ઐસે સબ બોલ્યો ગાયો,
ઐસે કરત બિચાર, સો હિ નર જઠર ન આયો. ૯

આપ પૂર્ણતા ચિન્હે બિના, કલ્પે દૂજી બાતાં !
કલ્પત દૂજી બાત, આપ ભૂલેકી બાની !
દશ પદારથ જેહ, સૂરત હિ જે જે ઠાની,
ચિત્ત ચેતનકો અંશ, ઘેન તામેં ગરકાવે,
મણ તાંબેમેં હેમ, પડયો એક હાથ ન આવે,
અંતર આપા ભૂલકે, કુલફાસાસૂં રાતા !
અખા ! પૂરનતા ચિન્હે બિના, કલ્પત દૂજી બાતાં ! ૧૦

મૂલ, તોલ, રૂપ, રંગ, ચિકનતા કછુ ન જાતો,
કછુ ન જાતો હેમ, એમ નિત અપનો ઔરુ,
ઘડત ભાંજત હૈ ઘાટ નિત્ય દુઃખ પાવત ભોરૂ !
કારજ, કારણ એક, નેકતા હોત ન ન્યારી,
કારજ દુઃખ સબરૂપ, કારણ સત્તા તિહારી,
'ચિત્ત', ચિદ્દ ! ભિન્ન ના હોત, પોતકો દેખત નાતો,
મૂલ, તોલ, રૂપ, રંગ, ચિકનતા કછુ ન જાતો. ૧૧

અંતરની અવિલોક, બાહેર રૂપકે લાલ સબ!
બાહેર રંગકે લાલ, નામ અરુ રૂપ કે રાગી!
ભયો ના ચેતપ્રકાશ, પરતીત દેખ્યો ન જાગી,
કલ્પત દૂર કિરતાર! આપ કર્મકે વશ જંતા!
એસી ચલી અનાદિ!! નહીં કો કાલે અંતા!!
શિખ શૂરા પૂરા ગુરુ મિલે, અખા! ચોગ હોય તબ,
'અંતરની અવિલોક, બાહેર રૂપકે લાલ સબ!! ૧૨

જ્ઞાની નર પરમેશ્વરસું, રસબસથેં વરતે સદા,
સદા રહે રસરૂપ, આપ ના દેખે અલગુ,
મુકુર મધ્ય ભાસ્યો તૂં જ, બિંબ ના અલગુ વલગ્યૂં,
તુજ ચલણે મુજ ચાલ, ફાલ તુજ બોલે બોલૂં,
સબે તેરા ચેન, ઘેનગતે કરી ભૂલૂં,
નિત્યાનિત્ય જાણે અખા! તજ્ઞ પુરુષ માને મુદા,
જ્ઞાની નર પરમેશ્વરસું રસબસમેં વરતે સદા. ૧૩

સહી કરી સાક્ષાત્, પૂરા નર તે પદે રહ્યા,
પદે રહ્યા પરમાણુ, અદ્રિવત આશય અચલ,
લોક ચૌદ લગી માય, પૂર્ણ પદ તે નિશ્ચલ,
જ્યમ પારસ પરસે ધાત, સાક્ષાત તે સોનું થાયે,
તેમ પ્રકૃતિ કરે ચૈતન્ય, અતે તે માંહી સમાયે,
માયા કેરા રંગ, માયા માંહ્ય થયા ગયા,
અખા! આપોપૂં એન, પૂરા નર તે પદે રહ્યા. ૧૪

સકલ કૃત્યનૂં સાર, ભાર **સમજણમાં** જાણો,
**સમજણમાં** બહુ વાત, મત હોય પુરુષ જનની,
બોલણહારો આપ, બીજૂં સર્વ શંકા **મનની**,
જાણી રહે **સાક્ષાત** પાત કર સંશય સુણીયા,
ભરમ કવચ કર દૂર, જે જે ઋષિ મુનિજન ભણીયા,
જન **સ્વે** થઈ વર્તે અખા, એ નેડો દૂર આણો,
સકલ કૃત્યનું સાર, ભાર **સમજણમાં** જાણો. ૧૫

**વિના** કરે **વિચાર**, ભાર બંધન નર પામે,
બંધન પામે જન્તુ, **તન્તુ** નવ પામે **અંતર**.
હતા ન પિંડબ્રહ્માંડ, પ્રોયા રહે અભ્યંતર,
દેખીતો સ્થૂલ હાર, સાર સૂક્ષ્મ મધ્ય એસે,
ત્યમ તે **ત્રિગુણવ્યાપાર**, સાર **પ્રવર્તક** તેસે,
**અખા! એને એન છે, જો ગુરુવચન ઉર જામે,**
**વિના** કરે **વિચાર**, ભાર બંધન નર પામે. ૧૬

**બીજો નથી બોલણહાર**, અજ્ઞાનરૂસે બંધાણો!
રૂસે બધાણો જન્ત, ફરી નિત નિત પાશે,
શાને વાવે પોસ? રહે ખસખસને આશે,
ઉગ્યે થાય અફીણ, જ્યાહારે .જડતા આવે,
કાચી ખસખસ ખાય, ના તો ઝેર જણાવે,
આત્મબીજે રહે, **અખા! સ્વે** સચરાચર જાણો,
**બીજો નથી બાંધણહાર, અજ્ઞાનરૂસે બંધાણો! ૧૭**

આત્મઅર્ક ઉદિયા બિના, કહો, ઉદ્યોત કીનકો ભયો ?!
ભયો નહિ ઉદ્યોત, ત્યજીને શ્રેષ્ટની સ્વારી,
ભયો નહિ ઉદ્યોત, સૂર્યસે અર્ધ્યો ધારી!
ભયો નહિ ઉદ્યોત, જીને આગે જુગજુગ બિચરણો!
ભયો નહિ ઉદ્યોત, જીને અર્ણવ ઘૃટ આચરણો!
ભયો નહિ ઉદ્યોત, જીને કૈલાસ અકમેં લિયો!
અખા! આત્મઅર્ક ઉદ્યા બિના, કહો ઉદ્યોત કીનકો ભયો ?! ૧૮

બ્રહ્મકવચ પહેન્યે બિના, કાલ લતાડે કો બચ્યો ?!
બચ્યો ના શિવ, બ્રહ્મા ય, ઉડાયણ નવ ગ્રહ તારા,
શેષ, ગણેશ, દિનેશ, યક્ષ કિન્નર, નર સારા,
ઈંદ્રિ, ચંદ્ર, નરેંદ્ર, ઠોર દિવીકે કેત્તે,
વીર દશ દિગ્પાલ, જાહેર પેગબર જેત્તે,
જે ધરી આયો કાય, સો સબ માયારંગ રચ્યો,
બ્રહ્મકવચ પહેન્યે બિના, કાલ લતાડે કો બચ્યો ?! ૧૯

સર્વ અંગ શમે બિના, જીવ જંજાલ જાતો નહીં!
જાતો નહીં જંજાલ, માન બડાઈ મનમે,
અંતર રહત લુકાઇ, જ્યુ દામિની છુપે ઘનમેં!
અવસર દેત દિખાય, જબ પાવત પ્રસંગા,
સ્થૂલ લિંગી નર એહ, દેહીકે આવત મગા!
અંતરમેં ભયો લીન, સો અંગઅંગ આતો નહીં,
સર્વઅંગ શમે બિના, જીવ જંજાલ જાતો નહીં. ૨૦

**ખરી રતિ ઉપજે બિના, ખરો કારજ સરતો નહીં,**
**સરે ખરો તબ કાર્ય, વિરહ અંતરમેં ધીકે,**
જ્યું પજાવા આગ્ય, લાલ રંગ હોવે નીકે,
જ્યું ઉધાઇ ખાત કાષ્ટ, મલીઆગર હોત તેસે,
જેસે પારા શુદ્ધ, ભ્રદત થાન ઉજાગર,
**વિરહ વૈરાગ્ય આતુર ખરા, તાકે બિન પાય ટીકે નહીં,**
**ખરી રતિ ઉપજે બિન, અખા! ખરો કારજ સરતો નહીં.** ૨૧

**પરમેશ્વરકો પાયેબો,** ઐસો સો જાણત નરા,
નર જાણો નિરધાર, અહંકાર પલાયે અંતર,
કથની હોય, કે ના હોય, શિથિલ ગત હોયે અંતર,
ઉપજત નહીં અંદેશ, ગ્રહે બિન જેસો તેસો –
ન કહે, ઈશ્વર–જીવ, અંતર ગયો અંદેશો,
**અખા! બેનકો બાજવો,** છેડે સો બાજત ગિરા,
**પરમેશ્વરકો પાયેબો, ઐસો સો જાને** નરા. ૨૨

પિંડ પિંડ પરતીત, માને સો હિ મૂઢ નર!
નર કરે નિરધાર, જીવત હિ એ દેહકો,
**તત્ત્વરતિમેં સાર,** સમુદાયે એહ છેહકો,
ઉપજત વિણસત કાય, પ્રાયે પિંડકો હે ધરમ,
યે તો ઇન્દ્રિસુભાવ, આપે તો પદ હે પરમ,
ઐસો જાનત હે, અખા! દેહ છતે હિ એહ પર,
પિંડ પિંડ પરતીત, માને સો હિ મૂઢ નર. ૨૩

અજબ, અખા! સો જાન હે, ઐસે હિ વરતત સદા!
વરતત નહીં દેહસંગ, ધ્યાન નહીં રાખત દૂજે,
અદ્ધર રહત અમાન, અકલ કોઇ અનુભવ સુઝ્યો,
દેહ, ઇન્દ્રિવ્યાપાર, આપતેં દેખત ન્યારો,
ધૂલી ધૂમ દીન હોત સૂર, સૂર લગે નહીં બિકારો,
દેહબિકાર દેહશિર દીયો, નહીં શોક, માનત મુદા,
અજબ, અખા! સો જાન હે, ઐસે હિ વરતત સદા. ૨૪

જ્ઞાન, ભક્તિ, અરુ જોગકે મારગ તીન, અરુ તીન લક્ષ!
તીન લક્ષ ઉર ધાર, સંસારથેં રહત બેરાગો,
અંતર 'આપા' ટાર, તત્ત્વસું રહત હૈ લાગો,
જોગી 'આપા' ટારત, જો લહે લાગત તારી,
ભક્તકુ 'ધ્યે ધ્યાતા' ય, જબ હિ મીલત બનવારિ,
જ્ઞાનીકુ સબે બિચાર, અખા! ના રહત પક્ષાપક્ષ,
જ્ઞાન, ભક્તિ, અરુ જોગકે, મારગ તીન અરુ તીન લક્ષ. ૨૫

---

॥ ॐ सद्गुरु ॥

# श्री अखाजीनी एकलक्षरमणी

## हिन्दी



पूरण ब्रह्म गाइए हो !

# ॥ अथ श्री एकलक्षरमणी ॥



જગત' કહો! જગદીશ કહો! માયા કહો કોઇ 'ક્રલ'!
પૂરણ બ્રહ્મ ગાઇએ હો! ''દ્વૈત'' નહિ કોઇ કાલ!
પૂરણ બ્રહ્મ ગાઇએ હો! ૦

સત્ , ત્રેતા, દ્વાપર, કલિ ચાર ન્યારે ચાલ!
સદા મતે વિજ્ઞાનકે, રામ રમત એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઇએ હો! ૦

ઉત્તમ, મધ્યમ, અધમાધમ, ગૌ, બ્રાહ્મણ, ચંડાલ!
સદા સ્પરસકે મને, સાતું ભાત એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઇએ હો! ૦

મદ્ર, મરુવાડ, વણારસી, શ્વપચગૃહ, દેવાલ;
સદા મતે આકાશકે, શુદ્ધ, અશુદ્ધ એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઇએ હો! ૦

આઠમ, ચોદશ, એકાદશી, નહીં ગણત દેશ કાલ!
સદા મતે જયુ મૃત્યુકે, સકલ તિથિ એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઇએ હો! ૦

માણિક્ય, મોતી, હેમ, વીંટ, ઉત્તમ, મધ્યમ, નિર્માલ્ય!
સદા અર્ણવકે મતે, ત્યાગ, ભોગ, એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઇએ હો! ૦

ઘૃત , દાવાનલ , હિમગિરિ , ઘાટ , ઉઘાટ , જાલ , માલ ;
સદા **અનિલકે** મતે, સબ અવની **એક** સાલ !
**પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦**

ઘટ બઢ હોય દિન , રેણુકી , ગ્રીષ્મ ઋતુ , શીત કાલ ;
સદા મતે જ્યું **અર્કકે** , સકલ ઋતુ **એક** સાલ !
**પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦**

નીલ , પીત , મરકતમણિ ! શ્વેત , મિશ્રિત અરુ લાલ ;
**સ્ફટિકકે** મતે સદા , અસંગતા **એક** સાલ !
**પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦**

રિપુ , હિતકારી સબકો દહે , શઠ , શહાના , બાલ !
સદા **હુતાશનકે** મતે , સકલ વપુ **એક** સાલ !
**પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦**

ઉઠત શબ્દ ઉત્તમ , મધ્યમ , સ્વરવીણા , સ્તુતિ , ગાલ !
સદા મતે જ્યું **ઘોષકે** , સકલ કાન **એક** સાલ !
**પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦**

શ્યામ , સફેદી , પીત પટ , અરુણ ભાત , હરિયાલ ,
સદા મતે **ઓછાંહિકે** , સકલ રંગ **એક** સાલ !
**પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦**

ખડ્ગ હણે શાહુ , ચોરકો ! સબકો ઉગારે ઢાલ ;
સદા મતે **આયુધકે** , **રક્ષા હનન એક** સાલ !
**પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦**

અમૃત , હલાહલ , ગંગજલ , હૈ મૂત્ર , મશી , ગલીચાલ !
સદા મતે ઇન્દુબિમ્બકે, ભાસનકો એક માલ !
પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦
ચંદના ચોર ચોરી કરે ! ચંદના ખોજી નિહાલ !
સદા મતે દો દીપકે, દિખાવનકો એક માલ !
પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦
ચંદ , સૂર , ગિરિ , ગહ્વરા , શાર્દૂલ , સર્પ , મરાલ ;
સદા દર્પણકે મતે પ્રતિબિંબનકો એક માલ !
પૂરણ બ્રહ્મ ગાઇએ હો ! ૦
શર્કરાકા શ્રીફલ કીયા, કુછ ખોપરા ખાલ !
સદા રસનાકે મતે, સકલ ખાંડ એક માલ !
પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦
અજાકા કરી મૃગ ઢેહેકીઆ, ખટાયો ખેતપાલ !
કર્ત્તવ્ય નરમતે સદા , પુરુષ , પશુ એક માલ !
પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦
સૂર્ય પ્રકાશત જગતકો , તિમિર કરત બેહાલ !
જન્માન્ધ મતે સદા, રેન , રવિ એક માલ !
પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦
સર્પ ડસ્યો કોઉ અગકો , પાદ , પાણિ , ગુદ , ભાલ !
સદા મતે જ્યું ઝહરકે, ચડનેકો એક માલ !
પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦
કર્મ , ધર્મ , મન માનીનતા , ચર્મ , ચરિત્ર સબ ચાલ !
તત્ત્વદર્શી મતે સદા, સબ હૈ આલ પંપાલ !
પૂરણ બ્રહ્મ ગાઈએ હો ! ૦

અંડકટાહ ભેદી ચલી, નિર્મલ સુરત નીરાલ!
ઐસા મતા તત્ત્વજ્ઞાનકા, તાથેં સબ એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઈએ હો! ૦

દશો દશા જા ભીતરે, અન્યતાથેં બિશાલ!
તહાં મતામત કાહેકા?! તાથેં સબ એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઈએ હો! ૦

જ્યાંહાં અંકુર ઉગ્યા નહીં. તો પત્ર, પેડ કહા છાલ?!
સત્ મતામત બાહેરા! તાથેં સબ એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઈએ હો! ૦

સુખ નહીં! મનસા નહીં! તો કહા બૈખરી ફાલ?!
તહાં કૌન કહે કૌનકો?! ઐસાસા એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઈએ હો! ૦

દ્રષ્ટ, દ્રષ્ટા, દર્શન નહીં! ત્યાંહાં ચક્કે ચાલ!
સ્વસંવેદ્ય ભી કેહનકો! ઐસાસા એક સાલ!
પૂરણ બ્રહ્મ ગાઈએ હો! ૦

ચચે દ્રષ્ટાન્ત સબ હી દીયે! અચચે લક્ષ અટાલ!
અખા અચચે લક્ષકો, ગ્રહણેવાલા નિહાલ!
પૂરણ બ્રહ્મ ગાઈએ હો! ૦

॥ इति श्री अखाजी कृत एकलक्षरमणी संपुर्णमस्तु ॥

॥ ॐ सद्गुरु ॥

## अनुक्रमः–



——०००००——

# ૧ અંધધંધ તવ ભાગે



મનુવા ! અંધધંધ તબ ભાગે –
જબ સદ્‌ગુરુકે મુઁહ લાગે ;
ના, તો પચી મરે સંસારા,
આતમજ્યોત ન જાગે !
મનુવા ! અંધધંધ તબ૦

ત્યાસી લાખ હજાર નવ્વાણુ –
નવસેં ઔર નવ્વાણુ ;
બિન હરિ જાણ્યે સકલ સરીખા !
તો મનુષ્ય અધિક કયોં જાણું ?
મનુવા ! અંધધંધ તબ૦

આહાર, નિદ્રા, ભય અરુ મૈથુન,
બોલી ચાલી ચરણા ;
માનવ દેહકી યે હી બડાઈ :–
કે રામ જાણિકે તરણા.
મનુવા ! અંધધંધ તબ૦

રામ ન જાણ્યા, 'આપા' છાણ્યા,
તો સકલ પશુતેં નીચા ;
કહત અખા, એક રામ જાણ્યે બિન –
લીંબ દૂધશં સિંચ્યા !!
મનુવા ! અંધધંધ તબ૦

## २ अजब कला हरिजनकी !



અજબ કલા હરિજનકી –
હોવે અજબ કલા હરિજનકી !
તાકા ભેદ ન પાવે દુનિયા ! –
જાકો તીક્ષ્ણતા તનકી ! હોવે અજબ ૦

જાકી જડ પાતાલ લગી હે,
સો પીએ ધૂરકા પાની;
સો તરુવર કૌન હોવે હરિયા ? –
જાકો હરિ સાથે એકાની ! હોવે અજબ ૦

જ્યું જલ જામે નર માદેકા,
મન એક, તન દોઉ દેખે ! !
પિંડ વિહીન રહે યહ લોકા –
તાકી સૂરત રહે ! યે કહાઇ ! હોવે અજબ ૦

તન્નોંકા તન ભિન્ન ન હરિસું,
જ્યુ તંતુકા પટ કીન્હા;
જ્યુ કપડાતેં સૂત જ્યુંકા ત્યું !
ઐસે આપા ચિહીન્યા ! હોવે અજબ ૦

યે પદકો જે ખોજે – બૂઝે,
અર્થ એઠાવે લેખે;
વસ્તુ વિચારે વસ્તુ અખો રહે,
મત કોઇ રીઝે ઉવેખે ! હોવે અજબ ૦

# ३ आपे सो गैबी अवाच्य



આપે સો ગૈબી અવાચ્ય ! નામ વાકો કયૌં ધરૂ ?!
બોલત બોલાવે આપે ! જાને મૈં હિ ઉચ્ચરૂ !
આપે સો ગૈબી૦

મારુત જ્યુ ફિરાવે ધ્વજા, એસે હિ મૈં ફિરૂં હરૂ !
મોહેમેં મેરા હૈં કહા ?! ગ્રહું કે મૈં પરહરૂ ?!
આપે સો ગૈબી ૦

સિન્ધુમેં ચલત નાવ, જાત કોઈ બંદરૂ !
સકલ વાયુકો જોર ! ઐસે મૈં હિ સંચરૂ !
આપે સો ગૈબી ૦

રામકો મૈં પકડું તબ, આગે 'આપ' સહી કરૂ !
લવણ ઘટમેં નીર — કહો ! કૈસે લે ભરૂ ?!
આપે સો ગૈબી ૦

મૈં તો જૈસે ઘનસાર ! મારુતકો કયુ અંક ભરૂ ?!
રંચ આપા રહે નાહીં ! ઐસે હું દેખ્યાં મરૂ !
આપે સો ગૈબી ૦

ઇત, ઔર મૈં રંચ નાહીં ! ઉત ઔર કેહેતાં ડરૂ ! —
ઇત, ઉત કહેવેકો અખા ! સહજે શૂન્ય જબે વરૂ !
આપે સો ગૈબી ૦

## ૪ आलम फूल असमानका



આલમ ફૂલ અસમાનકા !<br>
ખીલે ! ખર જાવે !<br>
અવ્વલ , આખિર નહીં કેહેનેકો !<br>
ગેબી આપ સહરાવે ! આલમ ફૂલ ૦

પુતલી બની હે બરાસકી !<br>
છનુ છનુ ઉડ જાવે !<br>
તોલ તફાવત હો રહા !<br>
ઢુંઢયા ઠોર ન પાવે ! આલમ ફૂલ ૦

નઝરે ન આવે નિરખતાં !<br>
કારીગર કોઈ !<br>
અનાસુરસેં સબ નીપજ્યા !<br>
ફીર અનાસુર હોઈ ! આલમ ફૂલ ૦

એ રે અસમાનકે ઉરમેં ,<br>
છુપા સાંઈ દેખૂં !<br>
અટકલ સી આઈ સુઝે !<br>
મીલતા હે લેખું ! આલમ ફૂલ ૦

ઢંઢત મેરા મન , અખા !<br>
વહાં જાઈ લાગ્યા !<br>
અબ તો છોડયા ન છુટીએ –<br>
સૂઈ પરોવ્યા ધાગા ! આલમ ફૂલ ૦

## ૫ आली ! अबको फाग



આલી ! અબકો ફાગ ! મેરો મન સહરાત !
નહિ તો, જોબન મેરો યૂહિ જાત ! ! આલી ! અબકો ફાગ !
સકલ ઋતુમે ધન્ય વસન્ત ! –
સબકો સાર મૈં પાયા એકાન્ત ! આલી ! અબકો ૦

સમજ કેસર, કુંકુમ ગુલાલ –
ઉમગે ઉડત નભ ભયો હૈ લાલ !
ઐનસે સખી કરત કલ્લોલ !
મેરે પિયાસંગ હૈ ઝકોલ ! આલી ! અબકો ૦

અખિલ મંડલ ભયી રંગભોમ !
દીપક દિવાકર ધરત હૈ સોમ !
અનત કોટિ ઐસે હૈ રવિ સાક્ષાત્ !
હોત નહીં જયહા ઝઝાપાત ! આલી ! અબકો ૦

પ્રીત કઠિન, કાટે બહુ ગ્રાહ –
આપે અમૃતરસ ! મોહે અચાહ !
મૈં ચહુ પીચકારી લેના
પિયુ ન ચાહે નીકસ દેના ! ! આલી ! અબકો ૦

સબ સખિયન મિલી ગાવે ગાન,
અંતર આપ મિલાવે તાન !
કહત અખા પહુચી ઉમગ ભેગ !
પિયા પ્યારી હૈ નવલ કિશોરા ! આલી ! અબકો ૦

---

## ૬ इस नगरीमें –



ઈસ નગરીમેં ના સુખે સોણા –
નિત ભાંગે ! ઔર નિત હોય રોણા !!
જિસ નગરીકા રાજા નઢંગા –
સર્વે લોક ચલે "આપ" રંગા !
ઈસ નગરીમેં ના સુખે સોણા .

કાલમેવાસી નિત્ય સો લૂટે –
પાડે કોટ, દરવાજો તૂટે ;
રાજા સદા યે રેહે અબુધા !!
વઝીર સ્વતંત્ર ! ન ચાલે સૂધા !
ઈસ નગરીમેં ના સુખે સોણા .

શાહલોક છુપા રહે છાના –
ફિરે નગરમેં લોક ગુમાના !!
તુજ લગતા જાય પેર ઘણેરા !!
કરે ફેલાવ તું નિત્ય નવેરા !!
ઈસ નગરીમેં ના સુખે સોણા .

આપ સમેટી , રહે તું છૂટા ,
તુઝકો કયા જો જાવે લૂટા ?!
આખે આખા હમ કિયા બિચારા ,
નગર અવિનાશી કિયા અધવારા .
ઈસ નગરીમેં ના સુખે સોણા .

# ૭ इसी विधि धोखा भाजे



ઈસી બિધિ ધોખા ભાજે,
સન્તો ! ઈસી બિધિ ધોખા ભાજે.
કરકે પંચભૂતકી રચના, આપે આપ બિરાજે !
સન્તો ! ઈસી બિધિ ધોખા ભાજે.

ના મો જીવ, ઈશ્વર પુનિ નાહીં !
ના સેવક ! ના સ્વામી !
ના હમ બદ્ધ, મુક્ત, કહો ! કૈસે ? !
જ્યું હી ત્યું હી અનામી !
સન્તો ! ઈસી બિધિ ધોખા ભાજે.

દિનકર તેજ કૈસે દો કહીએ ? !
સહજ સુભાવ હૈ વાકે !
વસ્ત્વાભાસ, તત્ત્વ ત્યમ જાનો,
રમે, શમે જે જાકે.
સન્તો ! ઈસી બિધિ ધોખા ભાજે.

કૌન બૂડે ! કૌન તારે ? કહાં ? કૌન ?
અદબદ આપ નિધાના !
યે હિ બિધિ અખા મરમ ગત બૂઝે –
જ્યુંકા ત્યું હી સમાના.
સન્તો ! ઈસી બિધિ ધોખા ભાજે.

## ८ एक अचरज ऐसा !



સન્તો ! એક અચરજ ઐસા !
ઘટ ભેરમે ઔર ખેલે કો !
કિન્હા નિશદિન વાસા !
સન્તો ! એક અચરજ ઐસા !

જબ લગ મૈં થા તબ તૂં છાના !
અબ રગગ્ગમેં સો આપે !
બોલે ચાલે સુણે સો દેખે,
શીર મેરે હિ થાપે ! સન્તોં ! એક૦

મુજ પ્રેરત બોલ વો હિ હેવે,
મૈં જાણુ : – હુ બોલૂં !!
ઐસા ખેલ ભયા તન ભીતર !
વ્યાપ્યા અશે સોલૂં ! સન્તો ! એક૦

જૈસે પેમા હેમ હોત હે,
પિંડ રહ્યા, લિંગ ફૂટા !
તાંબાપણા ખોજ્યા ના પાવે !
તોલ ન આયા તોટા ! સન્તો ! એક૦

મુજમે તૂંહિ ૪ તુજ ભીતર !
તામે નહીં કછુ સાંધા !
યે હિ બિધિ સાવ નિરતર જુગ હે –
નહીં, આખા ! કછુ વાંધા. સન્તો ! એક૦

———

## ९ अवधू ! ऐसें गेन गँवाया !



અબધૂ ! ઐંસે 'ગેન' ગૈંવાયા ! –
જૈસેકે, તૈસા હોય રહીએ,
આપે આપ સમાયા !
અબધૂ ! ઐંસે ગેન ગૈંવાયા ! અબધૂ ! ૦

ગેબ ખેલ ! ગેબી ખેલારા ! –
ગેબી ગેબકા મેલા !
મૈં નહીં, મૈં નહીં મધ્ય નિરંતર !
આપે આપ અકેલા ! અબધૂ ! ૦

પરમેં પંચ, પંચમેં પર હૈ,
હૈ **સમરસ**, નહીં આના ;
ભિન્ન પયો કૌન ? કહો, કહાતેં ? !
જ્યુ નભમેં દીપ સમાના ! અબધૂ ! ૦

કહત બાહ્ય, અભ્યંતર કહાતેં ?
કહાતેં દૂર ? ન નેડા !
કહાતેં સ્થલ ? સૂક્ષ્મ, કહો ! કહાતેં ? !
યે હિ સમઝે, ભરમ નિવેડા ! અબધૂ ! ૦

કારજ શૂન્ય, શૂન્ય સો કારન !
કૃત્ય અકૃત્ય સો શૂન્યા !
ભૂત, ભવિષ્, વર્ત્તમાન સ્નતતર ! –
સૂન, અખા ! ઉનમુના ! અબધૂ ! ૦

## १० ऐसे वस्तु विचार्या



સન્તો ! ઐસે વસ્તુ વિચાર્યા :–
ના મોહે આદ, અંત નહીં કબહૂ
જાનો ભેવ હમારા !
સન્તો ! ઐસે વસ્તુ વિચાર્યા.

આતમ ગગન, ગગનમેં આતમ,
ઐસે સમરસ વાસા !
તહાં કછુ વધે ઘટે, કહો ! કૈસે ?!
વસ્તુ વરતે સમાસા !
સન્તો ! ઐસે વસ્તુ વિચાર્યા.

જૈસે દ્રુમ સરિતા ઉપકંઠે –
વહેતે દેત દિખાઈ,
સ્થલ તે ચલ વિચલ નવ હોવે,
જૂઠી શંકા પાઈ !
સન્તો ! ઐસે વસ્તુ વિચાર્યા

અદબદ ખેલ યે હિ વિધિ બૂઝો !
ના આવે, ના જાઈ !
બ્રહ્મસાગરકી લહરી સબ યે–
અખ્ખા ! બનકે બની આઈ !
સન્તો ! ઐસે વસ્તુ વિચાર્યા.

## ૧૧ खेलत जोगी जोगणी ! हो !



ખેલત જોગી જોગણી હો ! હો મેરે લલના !
દેખત હૈ હરિ આપ !
ખેલત-જોગી જોગણી હો ! હો મેરે લલના !

આપે સો માયા ભયી હૈ જોગણી,
જોગી ભયો સો કાલ,
નવ સત આઠે શણગાર સજ કર –
કામિની લાલ ગુલાલ !
ખેલત જોગી જોગણી હો ! હો મેરે લલના !

ભેખ મચ્યો મન મોહન માની –
તીનું લોક વશ કીન્હ !
જહાં જૈસી, તહાં તૈસી માયા !
લાગી ગઈ લૌ લીન !
ખેલત જોગી જોગણી હો ! હો મેરે લલના !

કૌતુકકો દેખન જો લાગે –
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ !
જિને દેખ્યા સો પાગ પડત હૈ –
તનુ તનુ કછુ હૈ ભેખ !
ખેલત જોગી જોગણી હો ! હો મેરે લલના !

સુર, નર, નાગ, મુનિ સબ મોહે!
તહાં તેની તદ્રૂપ!
ચૌદ ભુવન લગ ખેલ રચ્યા હૈ –
અટપટી અંગ અનુપ!
ખેલત જોગી જોગણી હો! હો મેરે લલના!

પંડિત, જાણ, ચતુર, ચિતેરા –
સો કંકની કીન્હે પાઈ!!
તાકે શબ્દ સબ મોહન લાગે!
તે નિત્ય નવો નેહ ચાહી!!
ખેલત જોગી જોગણી હો! હો મેરે લલના!

હાવ, ભાવ, છંદ, ભેદ, મૂર્છના,
લલિત તાન આલાપ!
એ હિ બિધિ નાચ જુગોજુગ નાચત!
દેત સબે સીર થાપ!
ખેલત જોગી જોગણી હો! હો મેરે લલના!

આડ, મમત કર, ગેંદ ગ્રહ્યો હૈ!
તીનું લોક ઉછાલ!
ઐસે ખેલ અખિલ હોઉ ખેલત!
ક્રીડત ખોવેગી કાલ!
ખેલત જોગી જોગણી હો! હો મેરે લલના!

ઠગ ઠગનીને ઠગે સબ ઠાકુર ! –
ચાકરકી ક્હા બાત ? !
યક રામ માંહે અખો કહે ખેલન –
સો દેત માયા સીર લાત !
ખેલત જોગી જોગણી હો ! હો મેરે લલના !



## १२ खेलो खेल आपमें हो !



ખેલો ખેલ આપમે હો ! હો ! મેરે સાધો ! –
આયો હે ફાગુન માસ ! –
ખેલો ખેલ આપમેં હો ! હો મેરે સાધો ! ૦

નહીં દૂર આત્મા હૈ આગે,
મન લટકો બન કુન્જ;
જાકો શ્રુતિ ગાવે સત સેના –
દેખ સકો તેજ પુન્જ.
ખેલો ખેલ આપમે હો ! હો મેરે સાધો ! ૦

રૂત આઈ બને મોરે ! મધુકર –
કરત ગુંજારવ આય;
રૂપ બિના રૂપ આય જો પ્રગટ્યો હૈ –
કૈસે અન્યકો ધ્યાય ? !
ખેલો ખેલ આપમેં હો ! હો મેરે સાધો ! ૦

જાકો રંગ રૂપ નહીં રેખા,
સો તો જાણો યે કાલ;
નિર્ગુણ સો ગુણરૂપ ભયો હે,
લોક સકલ લોકપાલ!
ખેલો ખેલ આપમેં હો! હો મેરે સાધો! ૦

પંચ પંચકી પખ હમ દેખી,
યે આપે ઉપાવનહાર;
આપ અકાર ઉત્પત્તિ લે પાવે,
આપમેં આપ વિસ્તાર!
ખેલો ખેલ આપમે હો! હો મેરે સાધો! ૦

મન સો મન નહીં, ચિત્ત સો ચિત્ત નહીં!
નહીં બુદ્ધિ, નહીં અહંકાર;
પંચ સો પંચ નહીં, હે આપે,
દેખો તુમ સોચ બિચાર.
ખેલો ખેલ આપમેં હો! હો મેરે સાધો! ૦

નહીં વિષય પંચભૂત નહીં ઇન્દ્રિય,
હે હરિ આપોઆપ;
સુરત ચલી આપે ઉર અન્તર,
તબ હી રેહે અમાપ!
ખેલો ખેલ આપમેં હો! હો મેરે સાધો! ૦

કોટિ પચાસ ફિરે જીવ બુદ્ધિ! –
રટે કલ્પનાકી કોટ!
ગગન પતાલ ભટકે જ્યું ભૂલે!
આત્મા હે આપ ઓટ!
ખેલો ખેલ આપમેં હો! હો મેરે સાધો! ૦

અંધાધંધ આત્મા બિન જાણ્યો!
દેખી ખોયી ગેંવાર!
બહોતુંમેં સબ સન્ત અખો કહે,
આપમેં આપ કો પાર!
ખેલો ખેલ આપમે હો! હો મેરે સાધો! ૦



## १३ गैन गया, ऐन सूज्या!



સન્તો! "ગૈન" ગયા, "ઐન" સૂજ્યા!
મૈં સો તું, નહીં દૂજા!
મૈ ગુલતાન ભયા તુજ ભીતર!
યે હી સેવા પૂજા! સન્તો! ગૈન ગયા, ઐન ૦

'મૈં' થા, તબ તો તું નાહીં થા,
"મૈં" ગયા, તૂં હી બિરાજા!
આપે આપ તું ભયા સ્વતંતર! –
ગયા દૂરકા સાજા! સન્તો! ગૈન ગયા, ઐન ૦

જાત, ભાત, કુલ, કરમ બિલાના !
હરિસાગરમેં પૂતા !
અગલી પિછલી લીન ભયી સબ ! –
જ્યું સુપને બિનસૂતા ! સન્તોં ! ગૈન ગયા, ઐન ૦

અર્ક ચેતન ચંચલ ન સ્થિર,
ના દેવા ! ના દાના !
ઐસી ગતિ મતિ ભયી હૈ જ્યાકી !
સહેજે મંન શમાના ! સન્તોં ! ગૈન ગયા, ઐન ૦

ગગનુ ગગન પવનું પવન મિલ્યા !
તેજું તેજ નીર સારા !
વસુધા વસુધા હૈ સ્વતંતર !
ઐસે, અપના ! અલ્પાના ! સન્તોં ! ગૈન ગયા, ઐન ૦



## १४ जनममरण शंका सब भागी



જનમમરણુ શંકા સબ ભાગી ! –
જબ મેરી સુરતા સુજસેં લાગી !
ના કછુ ગ્રહું – છોડું કહા ત્યાગી ?!
સહજે હું મેરા અનુરાગી !
જનમમરણુ શંકા સબ ભાગી !

ના મૈં ગુરુ! ના સેવક કહેવું!
ના કરૂં પૂજા! ના તીર્થ ન્હાવુ!
ના મૈ ધ્યાની! કે ધ્યાન સમારૂં!
ના મૈં જ્ઞાની! કે જ્ઞાન બિચારૂં!
જનમમરણ શંકા સબ ભાગી!

ના મૈં ચતુર કે મૂર્ખ અજાના!
ના મૈં પંડિત જાન સુજાના!
ના મોહે પાપ – પુણ્ય ન ધારૂં!
ના મૈં જીતું! ના મૈં હારૂં!
જનમમરણ શંકા સબ ભાગી!

કયા કોઇ કહેવે? સમુઝે કૈસા?! –
હુયકકનકો દર્પણ જૈસા!
સહજ પંથ યે હૈ હાયેંકા! –
અખા! પદ નહીં દમ માયેંકા!
જનમમરણ શંકા સબ ભાગી!



## १५ जागो जागो रे म्होटा मुनिवरा !



જાગો જાગો રે મ્હોટા મુનિવરા ! સહજે સદ્દગુરુ પાયા....જી !
રેણુંકારની ધૂનમાં, મનવા તામેં મિલાયા....જી !
જાગો જાગો રે મ્હોટા મુનિવરા !

નાભિકમલ પર નેનં ફરફરે ! ઉઠે શબ્દ સવાયા....જી !
તહા અવિનાશીકા ધામ હૈ ! હંસે વાસા વસાયા....જી !
જાગો જાગો રે મ્હોટા મુનિવરા !

ઈંગલા, પિંગલા, સુખમણા ! ત્રિવેણી રસ લાયા....જી !
વંકનાલ ઉલટી વહે ! દશમે દ્વાર સમાયા....જી !
જાગો જાગો રે મ્હોટા મુનિવરા !

સૂન પંથી ! સૂન આકાશ હે ! સૂન સંતકી છાયા....જી !
તન તૂટયે, મન કહાં ગયા ? ! નિજ કહાં રે સમાયા....જી !
જાગો જાગો રે મ્હોટા મુનિવરા !

ગગન મંડલકો મેં કયા કરૂ ? કયા કરૂ સૂન સવાયા....જી ? !
કયા રે કરે એ હંસકો ? ! એક દિન સબ પ્રલાયા....જી !
જાગો જાગો રે મ્હોટા મુનિવરા !

અવિનાશી વણસે નહીં, વણસે સોહી માયા....જી !
કહે રે અખોજી અગ્રાહ્ય છે ! આતમ વિરલે પાયા....જી !
જાગો જાગો રે મ્હોટા મુનિવરા !

## ૧૬ जिन जान्या तिन प्रपंच जान्या !



જિન જાન્યા ! તિન પ્રપંચ જાન્યા !
કછુ ન જાન્યા, સો સહજ સમાના !
દ્વૈતાદ્વૈત ભાવ હૈ જેતા, માયાવિલાસ જાનો સબ તેતા !
જિન જાન્યા ! તિન પ્રપંચ૦

દૂજા હો કર એક ઉપાસે !
દૂજા હો કર ધ્યાન અભ્યાસે !
દૂજી દુનિયા ! દૂજા ધ્યાવે !
તાથેં પ્રપંચ પાર ન આવે !
જિન જાન્યા ! તિન પ્રપંચ૦

અછતા આપ કરે સો થાપા !
તાથેં લાગે પુણ્ય રુ પાપા !
કર્મી જીવ" કરમ જડ બધા !
વસ્તુવિચાર વિષે સો અંધા !
જિન જાન્યા ! તિન પ્રપંચ૦

આપ પ્રકાશે દિનમણિ સોહી ! –
જાકો દહુંદિશ છાયા ન હોઈ !
ઐસા જ્ઞાન બિચારો, જ્ઞાની !
નોહે સોનારા આવાજાની !
જિન જાન્યા ! તિન પ્રપંચ૦



# ૧૯ तूं हि तूं हि तूं हि राम !



તું હિ તું હિ તું હિ રામ ! નિશ્ચે કીજે આપતેં ;
પિતાકો અંશ કે પૂત ! અન્ય નાહીં બાપતેં.
તું હિ તું હિ તું હિ રામ !

આતમા એસે વિચાર ! છાંડ અન્યાલાપ તેં ;
દેહકો સકલ સાજ, હોત હૈ અમાપમેં.
તું હિ તું હિ તું હિ રામ !

પાદ, પાણ, નેન, કાન, કિન્હો કણ નાકતેં ?!
પિંડકા સકલ પેચ ! દેખે નાહીં છાકતેં ?!
તું હિ તું હિ તું હિ રામ

અદ્‌ભુત ચરિત્ર અંગ ! કૈસે હોય ખાકતેં ?!
ઈતની વિચારે નાહીં ! ન કરે ક્યાં તાકતેં ?!
તું હિ તું હિ તું હિ રામ !

સકલ ભયો ચેતન ! લોક ચૌદ વ્યાપતેં !
યાહીમેં તેરા હૈ કહા ?! છાંડ ઔર લાફતે !
તું હિ તું હિ તું હિ રામ !

## ૧૮ तुम मत जानो हरि दूर है !



તુમ મત જાનો હરિ દૂર હૈ !
 જો સમજ પડે, તો હુઝૂર હૈ !
હરિ વ્યાપી રહ્યો સબ ઘટકે માંહિ !
 જહાં દેખું તહાં દૂજા નાંહિ !....તુમ મત જાનો હરિ૦
પંચ કર્મેન્દ્રિ, પંચ ઇન્દ્રિ જ્ઞાના,
 પંચ તન્માત્રા વિષે કહો માના;
અંતઃકરણ ચતુષ્ઠય પંચ ભૂતા –
 એ લિયે સર્વે માયા કે તૂતા !....તુમ મત જાનો હરિ૦
યે પાંચ બિષયકા અનુભવ કરે,
 તબ રામ રહે ને આપે હરે !
'આપ' ઓગાળી કરે બિચારા,
 અનુભવ વાધે અંગ અપારા !....તુમ મત જાનો હરિ૦

## ૧૭ जीवनको पाया वस्तुविचारा



જીવનકો પાયા વસ્તુવિચારા ! –
સો નર અમર અછેદ્ય અવિગત –
ગગનખેલ ખેલારા ! જીવનકો પાયા ૦

તત્ત્વ ચોવીસ, પ્રકૃતિ તિન ગુન –
આપ આધાર રહાઈ !
સહજ સ્વભાવ ! રમે શમે આપે !
સહજ બનક બની આઈ !
જીવનકો પાયા વસ્તુવિચારા !

તત્ત્વ ગૈબતેં ! પ્રકૃતિ ગૈબતેં ! –
ભૂત ભવિષ્ય બર્ત્તમાના ! –
કાલ કરમ યે સબ હિ ગૈબતેં !
ઉપજ્યા ગૈબ શમાના !
જીવનકો પાયા વસ્તુવિચારા !

ના વે સત્ય ના વે મિથ્યા ! –
ઐસા અચરજ ખેલા !
કોઉ સંધિ મધ્યે મહેલ માંહિ –
આપે અચરજ અકેલા !
જીવનકો પાયા વસ્તુવિચારા !



## १८ तुम मत जानो हरि दूर है !



તુમ મત જાનો હરિ દૂર હૈ !
  જો સમજ પડે, તો હુજૂર હૈ !
હરિ વ્યાપી રહ્યો સબ ઘટકે માંહિ !
  જહાં દેખું તહાં દૂજા નાંહિ !....તુમ મત જાનો હરિ૦
પંચ કર્મેન્દ્રિ, પંચ ઇન્દ્રિ જ્ઞાના,
  પંચ તન્માત્રા વિષે કહો માના;
અંતઃકરણ ચતુષ્ઠય પંચ ભૂતા –
  એ લિયે સર્વ માયા કે તૂતા !....તુમ મત જાનો હરિ૦
યે પાંચ બિષયકા અનુભવ કરે,
  તબ રામ રહે ને આપે હરે !
'આપ' ઓગાળી કરે બિચારા,
  અનુભવ વાધે અંગ અપારા !....તુમ મત જાનો હરિ૦
ચૌદે લોક માયાકે માંહી !
  સંતકો માયા લેપે નાંહી !
સંત ભયે હરિમેં લૌ લીના ! –
  સંતકે આગે માયા અધીના !....તુમ મન જાનો હરિ૦
કોટિક બ્રહ્માંડ વ્યાપક હૈ હરિ !
  સબ ઘટ માંહે રહ્યો વિસ્તરી !
ગુરુકો ભાવ જિને હૈ લહ્યો,
  વો તો રામરૂપે અખા ભયો !....તુમ મન જાનો હરિ૦

## ૧૯ तूं हि तूं हि तूं हि राम !



તું હિ તું હિ તું હિ રામ! નિશ્ચે કીજે આંપતેં;
પિતાકો અંશ હૈ પૂત! અન્ય નાહીં બાપતેં.
તું હિ તું હિ તું હિ રામ!

આતમા ઐસે વિચાર! છાંડ અન્યાલાપ તેં;
દેહકો સકલ સાજ, હોત હૈ અમાપસેં.
તું હિ તું હિ તું હિ રામ!

પાદ, પાણ, નૈન, કાન, કિન્હો કણ નાકતેં?!
પિંડકા સકલ પેચ! દેખે નાહીં છાકતેં?!
તું હિ તું હિ તું હિ રામ

અદ્‌ભુત ચરિત્ર અંગ! કૈસે હોય ખાકતેં?!
ઇતિની વિચારે નાહીં! ન કરે ક્યાં તાકતેં?!
તું હિ તું હિ તું હિ રામ!

સકલ ભયો ચેતન! લોક ચૌદ વ્યાપતેં!
યાહીમેં તેરા હૈ કહા?! છાંડ ઔર લાફતેં!
તું હિ તું હિ તું હિ રામ!

હૈ સબે ખ્યાલીકો ખ્યાલ! માન પુણ્ય – પાપતેં!
અખા! ઔર બિલય માન! ભયો બ્રહ્મછાપતેં!
તું હિ તું હિ તું હિ રામ!

## २१ बावा सो हि पंडित , सांई , दाना !

બાવા સો હિ પંડિત , સાંઈ , દાના –
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરીયા –
ચારે એક સમાના !
બાવા સો હિ પંડિત , સાંઈ , દાના .

ના વે કૃત્ય કરે , ના ત્યાગે ,
ના વે સ્થિતિ વિચારે ;
ગગન ખેલ સહજે હોય નીમડે ,
કૌન ડૂબે ? કૌન તારે ? ! બાવા સો હિ પંડિત ૦

જ્યુ ગૈબી બાદર હોય અંબરમેં ,
ઉપજી વૃત્તિ વિલાવે ;
ત્રિગુણાભાસ ઈસી વિધિ બૂઝે ,
સો નર જાય ન આવે . બાવા સો હિ પંડિત ૦

ચિત્ર વિચિત્ર યે ભાસે વસ્તુ !
અખા ! યે હિ નિરધારા ;
અમિતમેં લીન ભયે વિધિ બૂઝે –
સહિત સકલ સંસારા ! બાવા સો હિ પંડિત ૦

## ૨૨ बूझे बात बनी सब आवे



બૂઝે બાત બની સબ આવે ! –
સોચ બિચારી દેખો, સન્તો ! ચતુઃશ્લોકી કહાવે !
બૂઝે બાત બની સબ આવે.

આદર્શ પુરુષ આપે હૈ ઐસા
મધ્ય અન્ત નહીં દૂજા;
ભિન્ન પડે કૌન ? કહો કહાંથે ? !
(જિનું) યે બિધિ આપે બૂઝા !...બૂઝે બાત બની ૦

તત્ત્વ ચોવીસ,- અવતાર ચોવીસ –
સો સદાકાલ બિરાજે;
યહ બિધિ ખેલ અખિલ યે ખેલત –
ઉલઝણ સારી ભાંજે !....બૂઝે બાત બની ૦

નિરાકારકા દેહી આકારા,
આકાર શમે હૈ ઐસા;
અજર, અમર, અછેદ સો યે હી ! –
કલ્પિત કહો કોઇ કૈસા ! !....બૂઝે બાત બની ૦

આઠે અગે જો વિચારો,
(તો) ગગનવત્ હૈ પહેલા;
શબ્દાતીત જાનો સો જાનો ! –
યે હિ અખા હૈ અકેલા !....બૂઝે બાત બની ૦

## २३ भेदु कोइक जाणनहारा



ભેદુ કોઈક જાણનહારા!
ઔર સબન બાતનહારા!
ભેદુ કોઇક જાણનહારા!

જૈસે દોર ચડત હે નટણી,
તાકો બાંસ આધારા;
બ્રહ્મખેલ કઠિન હે તૈસે,
જો ચડના નિરાધારા! ભેદુ કોઇક૦

રાજપુત્ર સ્વભાવે એસા,
કોઈકો શીષ ન નામે;
જાચક જગત પ્રણામે, પ્રશંસે! –
કબહૂ રાજ્ય ન પામે!! ભેદુ કોઇક૦

જ્યુ દિનકરકો દીપ ન ચાહીએ,
ઉનકો આપપ્રકાશા;
ચિત્રજ્યોત તબ તાંહી દીસે,
જબ લગી સૂરઉજાસા! ભેદુ કોઇક૦

ઐસા ખેલ આનંદમુગટમણિ!
જાણે કોઈ એક શૂરા;
સહજે નીમટે, બહોતાં નીમટે!
(કોઇ) પાયા અખા પદ પૂરા. ભેદુ કોઇક૦

## २४ मत कोइ मरो भरमके धोखे



મત કોઈ મરો ભરમકે ધોખે ! –
 સો જ્ઞાની , જે ' માયા ' શોધે ;
જો પરપંચ રહે રજ માને ,
 તો પસરે જ્યું અગ્નિ સમાને !
મત કોઈ મરો ભરમકે ધોખે ! સો જ્ઞાની જે૦

જ્યું જાદવ કુલ ગયા ઘસા ! રે !
 રંચ લોહા સો હુવા પસારે !
રજ રહી તો ભી તિનું કુલ ખાયા !
 સો કયોં જાય પખાલ્યા – ધોયા ? !
મત કોઈ મરો ભરમકે ધોખે ! સો જ્ઞાની જે૦

દુનિયા અંધેરા પાની ધોવે ! !
 તિમિર ન જાય , રુ કીચડ હોવે ! !
દીપક જ્ઞાન હોવે જો પ્રકાશા ,
 ચેન ઘટયા અરુ તિમિરવિનાશા !
મત કોઈ મરો ભરમકે ધોખે ! સો જ્ઞાની જે૦

## ૨૫ મતામત છાંડ રમે નર જ્ઞાની



છાંડ રમે નર જ્ઞાની –
મતામત છાંડ રમે નર જ્ઞાની.
બાવન અક્ષર સૂરતકી લગના,
ઐસી અકથ કહાની !
મતામત છાંડ રમે નર જ્ઞાની.

મનકી લગન લગત હૈ જ્યાં ત્યાં,
તબ લગ આવા-જાની ;
સોચ બિચાર સમાવે યે મનકો,
યે હિ દશા ઉર આની.
મતામત છાંડ રમે નર જ્ઞાની.

અપની આદ્ય બિચારો ! હો તજ્ઞ !
છાંડો નાના બાની ;
યે સબ હી હૈ મનકી રચના,
બૈખરી જાત બિખાની !
મતામત છાંડ રમે નર જ્ઞાની.

તામેં ઉલઝ રહે સો જન્તા,
લંઘે સો વિજ્ઞાની ;
સો હિ અતીત અખા યે પરાત્પર !
સુણતામાં સત્ માની !
મતામત છાંડ રમે નર જ્ઞાની.



## ૨૬ सब कहे मान तज्या हरि



સબ કહે માન તજ્યા હરિ પાએ!
યે હિ બાત બિચારો આગે, પોષક વિહીન નહીં એ!
સબ કહે ૦

કૌન સુને ? કહો ! કૌનસુ કહીએ ? દેહાતીત કહાની ;
કહા જાને રાજલ હે લીલા દાસીસુત રાજધાની ?!
સબ કહે ૦

કોઈ કહે પતીતપાવન, દીનબન્ધુ, અખિલ ભુવનકો હે ઈશ ;
આપે 'હમ હમ' ભીતર બોલે ! ન્યારો નાહીં જગદીશ !
સબ કહે ૦

કૈસા માન ધરે ? કૌન ? કહાસું ? હે આપે આપ ગુસાઈ ;
માન, ધ્યાન વિના ચતુરાઈ, અખા ! સહજ શુધ પાઈ !
સબ કહે ૦



## ૨૭ सुमरन कौन करे ? कहाको ?



સુમરન કૌન કરે ? કહાકો ?!
યે હી સમજ મીલ્યો તુમ હી જ્યુ, નામ ધરે કોઇ વાકો ?
સુમરન કૌન ૦

સોતે નિમિષ ન હોત નેત્રકો, એક શ્વાસ લિયા ના જાવે;
કૈસે બોલું વાકો મૈં દૂજા?! હોવે જે તુજ ભાવે!
સુમરન કૌન ૦

પક્ષ, પત્ર દૃષ્ટાન્ત દેખતે, સબ મીલિકે દ્રુમ સારા;
હૈ પત્ર, રૂપ, રસ વોહી સાંઈયા! ઐસા ભેદ હમારા!
સુમરન કૌન ૦

દીપ, અગ્નિ કૈસે દો કહીએ? દોઉ નામ! નાહીં આના;
યે બિધિ બૂઝે આખા અક્ષર હૈ! ના ઉપન્યા! ના સમાના!
સુમરન કૌન ૦



## ૨૮ સ્વેપદ સંભાલે વિના



સ્વેપદ સંભાલે વિના, ભજે પદ નીચકો!
ત્રિગુણી પડી હૈ કંઠ! વહે જન્મ ગીચકો! સ્વેપદ ૦

સુપનેમેં કોઉ રાજા, માંગત જ્યોં ભીખકો!
દેહકો અધ્યાસ ભયો! માનત ન સીખકો! સ્વેપદ ૦

રતન ગુમાયો લાલ! ગ્રહે થૂંક પીકકો!!
રૂપાકે ભરોંસે જન, સંગ્રત હૈ સીપકો! સ્વેપદ ૦

મોહકો માર્યો હૈ મન! ફિરે ખંડ દીપકો!
કોકબાન કીસી નાંઈ, ઉઠે ખાઈ હીકકો! સ્વેપદ ૦

પંચકો સવાદ ચાહે! અધિક અધિકકો!!
ચોરૂકે સંગમેં મીલ્યો! ભૂલ્યો શાહી રીતકો! સ્વેપદ૦

જ્યુંકો ત્યું ચિન્યો જબ રામ, નિશ્ચે લોહા લીકકો!
આદ્યન્ત સંભાલે વિના, ધરત હૈ બીકકો! સ્વેપદ૦

અટલ પદ અનુપ! ચાહે નવનીતકો!
આપમેં આપા સમાવે! ઔર ભજે કીતકો?! સ્વેપદ૦

કોઈ તેરો ઔર ઇશ, દેવે બંધ મુક્તિકો?!
સમજ, અખા! યે હિ સેના, યથારથ યુક્તિકો. સ્વેપદ૦



## ૨૯ हम सोहीं नगरके वासी



બાવા! હમ સોહી નગરકે વાસી –
જ્યાં સુખદુઃખ નહિ પ્રવેશ! –
જ્યાં દ્વદ્વ નહીં લવલેશ! બાવા! હમ સોહી નગરકે૦

કાલ, કર્મકી તહા ગત નાહિ!
કૃત્ય નહીં કો સાધ્ય;
કરત ઉપાય યહ નગર હૈ ન્યારા,
ઐસા પદ દુઃસાધ્ય! બાવા! હમ સોહી નગરકે૦

નિજ છાયા જ્યું દીર્ઘ હોત હૈ,
સંધ્યા ઔર વહાણ;
ઔર ઉપાય ઘટત નહિં પ્રતિબિંબ –
(જબ લૌં) શીશ ન આવે ભાણ! બાવા! હમ સોહી નગરકે ૦

બિચાર અર્ક અપણે હી અગોચર,
તબ 'ગેન' મટે અંધકાર;
સુખસાગર અમૃતવત્ પૂરણ!
કોઈ જાનત જાણનહાર! બાવા! હમ સોહી નગરકે ૦

જે પદ દૂર નિકટ નહિ કૈસા! –
સો પદ જિન હિ વિચારા;
સો નર વિહંગમ ભયે સુનિશ્ચલ!
વે પદ અખા હમારા! બાવા! હમ સોહી નગરકે ૦



## ૩૦ हार बडी महाविद्या



હાર બડી મહાવિદ્યા!
સન્તોં! હાર બડી મહાવિદ્યા!
જો કોઈ પાવે નવનિધા! સન્તોં! હાર બડી ૦

જીતનહારે' અહોતાં દેખે', હાર્યે' બરાબર ના'વે ;
જો રે જીત્યા વાકો કાલ લતેડ , હાર્યા હરમેં જાવે.
સન્તાં ! હાર બડી મહાવિદ્યા !

જેત્તે જપ , તપ , સંયમધારી , જેત્તે ભક્ત સબ સ્વાંગી ;
હાર્યેકા નહીં નામ નિશાના , બન્ધ , મુક્તિ નહીં માગી !
સન્તાં ! હાર બડી મહાવિદ્યા !

તન કર હાર્યા , મન કર હાર્યા, હાર્યા કરકે વિચારા ;
માલ જાહીકા , ભોક્તા સોહી , કોનકહે માલ "હમારા" ?!
સન્તાં ! હાર બડી મહાવિદ્યા !

આગે ના થા , પીછે ના થા , બિચ ભી નહીં સે સારા ;
જ્યુકા ત્યુ એક રામ સ્વતંતર ! કહત અખા સોનારા !
સન્તાં ! હાર બડી મહાવિદ્યા !



## ३१ हूं हेरत गई हेराई !



હૂં હેરત ગઈ હેરાઈ ! અજબ ગતિ તેરિયાં !
તું મનસા , વાચા , કાય ! ગલી શૂન્ય મેરિયાં !
હૂં હેરત ગઈ હેરાઈ ! અજબ ગતિ તેરિયાં !

બાહિર ભીતર તૂં હિ દશોદિશ ! હૈ હરિ હાજર હુઝૂરા !
હદકા સ્વાંગ, બેહદકી કરણી ! જ્યૌં ત્યૌં આપા પૂરા !
હૂં હેરત ગઈ હેરાઈ ! અજબ ગતિ તેરિયાં !

હદકે ખોજે તૂં નહીં, મીતા! બેહદ કહાં લીં ધ્યાવે?!
દો બિચ રચી પચી મુવા સંસારા! પિયુકા પાર ન પાવે!
હૂં હેરત ગઈ હેરાઈ! અજબ ગતિ તેરિયાં!

સકલ ઝરૂખે તં હરિ ઝાંખે, ભાતા, ભેખ અનેરા!
ગગન પતાલ સબે કો ઢૂંઢે! કર્યો ન પડે ફેરા?!
હૂં હેરત ગઈ હેરાઈ! અજબ ગતિ તેરિયાં!

વહમ, ફેહમ તુઝીકા, મીતા! આપે આપ ભૂલાવા!
તૂં હી તં રહ્યા ભરપૂરા! નાહીં દૂજા દર દાવા!
હૂં હેરત ગઈ હેરાઈ! અજબ ગતિ તેરિયાં!

પાયા ચેચ સબ તેરા, પ્યારા! તબ હુવા લયલીના;
નખસીખવ્યાપક તં હિ! સોનારા! ભાવ દૂજા દૂર કીન્હા.
હૂં હેરત ગઈ હેરાઈ! અજબ ગતિ તેરિયાં!



## ૩૨ संशयदहन



જાન, જિયા! યે હિ જાન! માન, મન! અન હે;
સદ્દગુરુ ચીછયા નહીં, તબ લગી ગહેન હે.
જાન જિયા! યે હિ જાન૦

ગુરુ જો મિલે ગોવિન્દ, તાહીકુ તો સેન હે;
હાજરા હુજુર હરિ, જાકુ હૃદયનેન હે.
જાન, જિયા! યે હિ જાન૦

જે કો જન આપા ખોજે, તાહીકુ મહા બેન હૈ;
ઔર કોઇ કૈસે જાને ? ! જાકુ સદા રૈન હૈ !
જાન, જિયા ! યે હિ જાન ૦

સકલ આનન્દ હરિ, શ્રુતિકો એ કહેન હૈ;
સોઽહમ્ શબ્દ બોલે સો, આપે નારાયેન હૈ.
જાન, જિયા ! યે હિ જાન ૦

સકલ સિદ્ધાંત દેખો :— જ્ઞાનમુગટ "મૈં ન" હૈ;
પિંડ હરિ પ્રતીત નાહીં, સોહી સદા જૈન હૈ !
જાન, જિયા ! યે હિ જાન ૦

આત્મસાગર મધે તરંગ બુદ્બુદ્ ફેન હૈ;
યે હી, અખા ! જાનિ રહો, સંશેકા દહેન હૈ.
જાન, જિયા ! યે હિ જાન ૦



## ३३ अखा ! ए पूरण पद



આત્મઅનુભવ વિના, બીજું જે જે ભ્રમણા;
પૂરણ પિછાણ્યા વિના, આરાધી છે કર્મણા !
આત્મઅનુભવ વિના ૦

દેહનો અધ્યાસ બ્હોળો, મોહ્યા ફરે ચર્મના;
માંહે તે માનને ધરે, 'અમો પાઠક ધર્મના' !!
આત્મઅનુભવ વિના ૦

રાગદ્વેષ ટાળે નહીં, માહે હિરદે ગરમના,
પ્રાણનાથ પ્રીછ્યો હોય તો, ચાખ્યા રહે શર્મના.
આત્મઅનુભવ વિના ૦

સચરાચર સ્વામી દીઠો – નહિ ઠામ ઠાલો હરિ વિના,
પૂરણ પદની પેર મોટી, પ્રીછે નહીં સદ્‌ગુરુ વિના
આત્મઅનુભવ વિના ૦

માયાના ઉદર માહે, મારગ સ્વર્ગ નર્કના,
એહથી અલગો નિકાલ જાને જ્ઞાની અર્કના.
આત્મઅનુભવ વિના ૦

દેહનુ અભિમાન વહે, માર્યા શોક હર્ષના,
દેહથી અલગ રહે – વરતે, જાણ પ્રકૃતિ – પુરુષના
આત્મઅનુભવ વિના ૦

સ્વપદના સિદ્ધાન્ત વિના, જો જીવે કોટિ વર્ષના,
તોહે તે ટળે નહીં બીક, કાલ કેરી ચથરના.
આત્મઅનુભવ વિના ૦

પસર્યું તે પાછું મકેલે, જયમ ગલે પાલા બર્ફના,
અખા! એ પૂરણ પદ[1] જાણે જ્ઞાની અર્કના.
આત્મઅનુભવ વિના ૦

---

## ૩૪ ગગનગંગામાં ન્હાયે છે !



સાચો શો દીસવા ખેલ !! મિથ્યા થઇ થઇ જાયે છે !
ન જાણુ ચાલે છે કેમ ! કોણુ બેઠો માહે છે ?!
સાચો શો દીસવા ૦

અટે જે પરઠે દર્શન , તે ત્યાં મરી જાયે છે !
એહવાનુ એહવુ દીસે છે, તે તો પૂરણુ પ્રાયે છે.
સાચો શો દીસવા ૦

આપ આપણુ ભણ્યુ સહુએ , મનનુ ગમતું ગાયે છે ;
મનના મોદક મીઠા મીઠા , મેળે મેળે ખાયે છે !
સાચો શો દીસવા ૦

શત વર્ષ પહેલાનો કોઈ નાદે વાતે સુહાએ છે ;
શબ્દના વળગ્યા સહુ એ છે , રુએ છે ! શા ધાએ છે !
સાચો શો દીસવા ૦

એટલુ ત્યા પ્રત્યક્ષ છે જે, પંચભુતની કાયે છે ;
આપ આપણુ રમણુ રમીને પાછા સઉ સુઇ જાયે છે.
સાચો શો દીસવા ૦

ઉપજ્યું તે અવશ્ય ટળે, પાછું પેદા થાયે છે;
જોવાને જે જાયે આઘો તે ત્યાંનો ત્યાં વિલાયે છે.
સાચો શો દીસવા૦

અદષ્ટ માંહેથી દષ્ટ પદારથ અદ્‌ભુત આ, ભાઈ! છે;
મૂળે ત્યાં દીસે છે એહવું, બાકી માયા વાહે છે.
સાચો શો દીસવા૦

જો સમજો તો, અખા! સરાસર માંહે વહેવાયે છે;
ચેત્યા તે અમરતે ચિદ્રૂપ થયા! ગગનગંગામાં ન્હાયે છે!
સાચો શો દીસવા૦

ૐ ૐ ૐ





सद्गुरु

यतः सर्वाणि भूतानि प्रतिभान्ति स्थितानि च।
यत्रैवोपशमं यान्ति तस्मै सत्यात्मने नमः॥१॥

श्री यो वा.

# टीका



आधा शब्द गुरुदेवका, ताका अनन्त विचार;
ऋषि मुनि ज्ञानी थक गये, वेद न पाया पार.



## ॥ ॐ सद्गुरु ॥

जाम्या सागर ब्रह्मका, बिच प्यासा मरे संसार!
'आपा' फेड पाणी पीए, सो सद्गुरु मिले सोनार.

*　　*　　*　　*

सांइयाको सब सारिखा, अपणा पर नहीं कोय;
घर घर वह्नि ज्युं, अखा! किया सो दीपक होय.

बिना ईदक हरि ना मिले, ए शिर साटेका खेल;
भोगका रसिया हिम गले, तिनसुं सांइया स्हेल.

भक्त मिले, ज्ञानी मिले, पण आशक विरला कोय;
ज्युं रण न छांडे सूरमा, टूक टूक तन होय.

जो तुं चाहे पीवको, तो लोक, वेद, डर छोड;
तन मन मत अटके, अखा! सांइया सेंती जोड.

ज्ञान, भक्ति, वैराग्यकृत, सब है जाको अंग;
सो पद तब पाइये, अखा! जब सद्गुरु मिले सुचंग.

———

॥ ॐ सद्गुरु ॥

॥ श्री अक्षय्यात्मने नमः ॥

सब को पूछे :– " सुण, अखा ! कोण गुरु ? तेरा पंथ?
" कोण घरले बोलिया ? तुं ईश्वर ? के जंत ?"

गुरु मेरा पुरुष बोलता, त्रिगुणके सीर पंथ ;
निरालंब घर मेरडा, नहीं ईश्वर, नहीं जंत.

ना मूवा, ना जीवता, अजरायल गुरुदेव ;
स्थावर, जंगम सब, अखा ! करे गुरुकी सेव.

गुरु मेरा सभरा भर्या, सब नामें दे बोल ;
सब नेनुं देखे, अखा ! है वे किमत अमोल.

अपना नाम गुरु मुजे दिया, तब न रहे हम दोन ;
नखसीखव्यापक गुरु, अखा ! तो माला जपे सो कोन?!
गुरु गुरु गुरुदेवकी जय... जय जय गुरुदेवकी जय ! गुरु गुरु गुरु ०

આ અદ્ભુત સાખીઓ સદ્ગુરુ શ્રી અખાજીની છે અને તે ઉપરથી તેના વસ્તુસ્વરૂપની ભવ્યતા, દિવ્યતા અને મસ્તી સહજ જ સ્પષ્ટ થાય છે. શ્રી અખાજી પૂર્ણ પુરુષ છે. પરમાત્માના અખંડ સાક્ષાત્કારને પરિણામે તેની સાથે પૂર્ણ અભિન્નતા અનુભવતા સંત પુરુષ છે. ब्रह्मविद् ब्रह्मैव भवति। એ શ્રુતિવચનનો તત્ત્વાર્થ લક્ષમાં લેતાં. શ્રી અખાજી બ્રહ્મ છે. પૂર્ણ પુરુષ એટલે બ્રહ્મનું – સચ્ચિદાનન્દ પરમા-માનું વા નિર્ગુણ આત્માનું સગુણ સ્વરૂપ.

ગીતા, ભાગવત અને રામાયણ તેમ જ યોગવાસિષ્ઠ જેવાં તત્ત્વશાસ્ત્રને સુદ્ધા **યથાર્થ** વાંચનાર તેમ જ **'મસ્નવી'** જેવી કલમ માર્ફત ઈસ્લામી શાસ્ત્રોને અને **સ્વીડનબોર્ગ** જેવા દ્રષ્ટા માર્ફત ખ્રિસ્તી શાસ્ત્રને સમજનાર બરાબર જાણે છે, કે આવા **બ્રહ્મરૂપ પૂર્ણ પુરુષ**નું લૌકિક વિશ્વમાં તો કોઈ જ બાહ્ય લક્ષણ બદલાતું નથી; પરન્તુ, તેનું **આન્તર** જ એવું **પારવર્તિત** હોય છે કે અલૌકિક **વિશ્વ**ની સાથે તે અહર્નિશ વણાઈ જ ગયેલું રહે છે. બાહ્યમા તે **સર્વસાધારણ છતાં, આન્તરમાં તે અસાધારણ** હોય છે.

દરેક દેશમાં, દરેક પ્રજામાં, દરેક યુગમાં આવા પૂર્ણ પુરુષો – આવા **સંતમહાત્માઓ** અવતરે છે એ ઇતિહાસ અને પુરાણ-પ્રસિદ્ધ સત્ય છે. ગતિ અને કૃતિમાં દરેકનો અનેકવિધ ભેદ દેખાવા છતા, સર્વ સંતપુરુષોની **બ્રાહ્મી મતિનું લક્ષ એક જ** હોય છે.

બાહ્ય જીવનમા કોઈ **સંતજી આચાર્ય**ને અનુરૂપ તો કોઈ **સંતજી અવધૂત**ને અનુરૂપ પણ હોય છે.

શ્રી અખાજી, **તત્ત્વદર્શી મહાપુરુષ**ની વ્યાખ્યા સમજાવતા, શ્રી શુકદેવજી, શ્રી કૃષ્ણજી, શ્રી રામચંદ્રજી; શ્રી જનકરાજા અને શ્રી વસિષ્ઠજીનાં દ્રષ્ટાન્ત આપીને કહે છે :–

**લક્ષ એક ને વિચરણ અલગ, થાય ધીમંત તે ગ્રહે સળંગ.**
(મુમુક્ષુમુમુક્ષુલક્ષણ, તૃતીય ખંડ, ગુરુશિષ્યસંવાદ.)

**શ્રી અખાજી** જેવા પૂર્ણ પુરુષને **આચાર્ય**કોટિના સંતજી ગણવા કે **અવધૂત**કોટિના સંતજી ગણવા, એ **પ્રશ્ન** તો તેઓ શ્રીની આ તેમ જ પૂર્વે પ્રસિદ્ધ થયેલી સંપૂર્ણ **અક્ષયવાણી**ના અભ્યાસી-નો, તેના મનનનો અને તેના નિદિધ્યાસનનો છે – બલ્કે – તેના **સ્વાનુભવનો** જ છે.

આ નવીન અક્ષયવાણીમાં એવી એવી અદ્‌ભુત વસ્તુ અનેક રૂપે પ્રસિદ્ધ થાય છે, કે જેના ઉપરથી શ્રી અખાજીનું કોઈ અવનવું, કેવળ જ **નવીન સ્વરૂપ** દ્રશ્ય થઈને અભ્યાસીને આકર્ષે છે અને તેથી પરિણામે એવું લાગે છે કે જાણે આજ સુધી "કેવળ શુષ્ક વેદાન્તની જ મૂર્તિ" જેવા જણાયલા અને એવા જ મનાયલા **અખાજી ક્યાં!** અને આ અક્ષયવાણી દ્વારા દ્રશ્ય અને પ્રત્યક્ષ થતા **સર્વાંગસિદ્ધ અને સર્વતોભદ્ર શ્રી અખાજી ક્યાં!**

પૂર્વે પ્રસિદ્ધ થયેલી શ્રી અખાજીની તમામ વાણીમાં જાણે **ઢાલની એક જ બાજૂની પેઠે**, માત્ર **વેદાન્તજ્ઞાનની** એક જ દિશા, પ્રાયશઃ, દેખાય છે. આ અક્ષયવાણીમાં **શ્રી અખાજીનું સર્વાંગી – સર્વરંગી – સર્વતોમુખી સ્વરૂપદર્શન છે.**

**શ્રી અખાજીના** કક્કા એ આ પુસ્તકમાં સૌથી **પ્રથમ ગ્રન્થ છે.**

આપણી ભાષામાં કક્કા ઘણા ઘણા ભક્તોએ – સંતપુરુષોએ લખ્યા છે. શ્રી પ્રીતમદાસજીના કક્કા અતિશય લોકપ્રિય છે. (કક્કા! કર સદ્‌ગુરુનો સંગ, હૃદયકમળમાં લાગે રંગ. વગેરે). સંતસમાગમવાળાં ઘણા ભાઈ-બ્હેનોને એનો મુખપાઠ હોય છે. પંજાબીમાં આવી જ રીતે મહાત્મા બુલ્લા શાહની **સી હર્ફી** એટલે કક્કા ત્યાંના હરિજનોમાં પ્રખ્યાત છે.

કક્કામાં બ્રહ્મજ્ઞાન નિરૂપવાનો વા ભક્તિનું કથન રચવાનો વિધિ છેક પ્રાચીનકાલથી – ઋષિમુનિઓના સમયથી એટલે કે પરંપૂર્વનો લાગે છે અને આપણા ગુર્જર સંતપુરુષોએ કક્કા લખવામાં શ્રુતિકારોનું જ અનુસરણ કર્યું દેખાય છે.

જુવો: – ઉપનિષત્‌માં અક્ષમાલોપનિષદ્‌ – એમાં સોળ સ્વરનું અને ક થી હ ળ અને ક્ષ સુધી વ્યંજનોનું નિરૂપણ છે.

જેમ જેમ કાળપ્રવાહ વહેતો ગયો, તેમ તેમ કક્કામાં પણ ફેરફાર થતા ગયા, એ ઉપનિષત્‌ની રચના અને આ રચનાઓ ઉપરથી પ્રતીત થાય છે – પરન્તુ વિશેષ પ્રસ્તાવ અહીં અપ્રસ્તુત છે :

આજ સુધી પ્રસિદ્ધ થયેલા બધા કક્કામાં **શ્રી અખાજીના** કક્કા વળી ઔર જ છે! **શ્રી અખાજીના કક્કામાં શું શું છે?** છેલ્લી ત્રણ કડીમાં પોતે જણાવે છે તેમ : –

આ કક્કામાં **જ્ઞાન છે, ભક્તિ છે, વૈરાગ્ય છે** અને **પરમાત્માના સાક્ષાત્કારમાં** એ ત્રણે આવશ્યક અને ઉપયોગી તત્ત્વોની ઉત્પાદક વૃત્તિ ગુરુશુશ્રૂષા, તે પણ આ કક્કામાં છે. પરમાત્મપ્રાપ્તિ માટે મુમુક્ષુ અભ્યાસીને જે જે જોઇએ, **તે તે બધું જ આ કક્કામાં છે.**

આટલા માટે સ્પષ્ટ છે, કે **પરમાત્માને પામવાની જેને ખાસ ગરજ છે, તેને જરૂર જ ભણવા માટે આ શ્રી અખાજીના** કક્કા છે.

**સંત**સેવા – સંતસમાગમ – ગુરુશુશ્રૂષા એ વૈરાગ્યને પ્રકાશક અને પોષક છે.

વૈરાગ્ય ભક્તિનો ઉત્પાદક અને પોષક છે. **ભક્તિ જ્ઞાનનું** લક્ષણ, ઉત્પાદન અને પોષણ છે. **જ્ઞાન મુક્તિનું** લક્ષણ અને **સ્વભાવ છે.**

આ પ્રમાણે, **શ્રી** અખાજીના કક્કા મનુષ્ય માત્રને **પરમાત્મા સુધી પહોંચવામાં નીસરણી રૂપ છે.** અક્ષર વાચવાનું ભણવામાં સૌથી પહેલા કક્કા જેમ મૂલાક્ષર છે, તેમ **બ્રહ્મના અક્ષરશાસ્ત્રમાં આ** કક્કા પણ પ્રારંભે જ ભણવાના **જાણે મૂલાક્ષર છે.**

ॐ નમો પરમાતમા – ૐકાર અથવા પ્રણવમંત્રને શ્રી અખાજીએ મૂલમંત્ર તરીકે – શબ્દ તરીકે પ્રાધાન્ય આપ્યું છે –

कोइ ज्ञानी जानत ज्ञान यह , जिनुं लक्ष लिया ॐकार ;
शब्द एकमें नींपजे , अखा ! क्यों पचो मरे संसार ?

ओंकारेवेदं सर्वम् ॥ છાન્દોગ્ય ઉપનિષત્ , ૨ . ૨૩ : ૩ ,
ओमित्येतत् सर्वम् ॥ કઠ ઉપનિષત્ , ૧ : ૨ : ૧૫ .
ओमिति ब्रह्म । ओमितीदं सर्वम् ॥ તૈત્તિરીય ઉપનિષત્ , ૧ : ૮ .
परं चापरं च ब्रह्म यदोंकारः ॥ પ્રશ્નોપનિષત્ , ૫ : ૫ .
ओमित्येतदक्षरं परं ब्रह्म । तदेवोपासितव्यम् ॥
તાર–સાર ઉપનિષત્ , ૧ : ૨૭ .
ओमित्येतदक्षरमिदं सर्वं तस्योपव्याख्यानं भूतं भवद् भविष्यदीति सर्वमोंकार एव । यच्चान्यत् त्रिकालातीतं तदप्योंकार एव ॥ માણ્ડૂક્ય ઉપનિષત્ , ૧ : ૧ .

આ સર્વ ઉપનિષદોમા તેમ જ વેદોની બીજી શ્રુતિઓમા પણ આ પ્રણવમંત્રનો – ૐકારનો જ મહિમા વેદોએ નિરૂપ્યો છે .

મુણ્ડકોપનિષત તો આ ૐને જ ધનુષ્ય અને જીવાત્માને જ તીર બનાવીને બ્રહ્મને લક્ષ્ય કરવાનું ઉપદેશે છે :–

प्रणवो धनुःशरोह्यात्मा ब्रह्मतल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પણ ૐને જ **એકાક્ષરી બ્રહ્મ** કહે છે :– ओमित्येकाक्षरं ब्रह्म । ( अ. ८ ॥ योगशास्त्रेऽक्षरब्रह्मयोगः ) ॥

શ્રી અખાજીએ પણ પોતાની લગભગ બધી જ વાણીમા પ્રણવના આ મૂલ મંત્રને જ આદિ શબ્દ તરીકે સ્થળે સ્થળે, પ્રાધાન્ય આપ્યું છે :–

ૐકાર આદે વ્યમ હતો, અવાક છે એવો રે;
અખા એ અનુભવ પદ સાચું – જે સેવાય તો સેવો રે !
ડાહ્યા શાણા ! તમે જુવો વિચારી. પૃ. ૩૨.

જુવો શ્રી અખેગીતા, કડવું પહેલું :–

ૐ નમો ત્રિગુણપતિ રાયજી ! સર્વે પહેલા જે પૂજાય જી !
અગમ અગોચર જેને શ્રુતિ ગાય જી !
ચરણ ચિંતવી હું લાગું પાય જી ! વગેરે.

જુવો શ્રી અખાજીનું પંચીકરણ, ચોપાઈ ૪થી :–

વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઊઠે ધ્વન્ય;
તે ૐકાર જાણો ત્રિવર્ગ, તત્ત્વ બધાં તેનાં ઉપસર્ગ. વગેરે.

જુવો શ્રી અખાજીની બ્રહ્મલીલાનો પ્રારંભ :–

ૐ નમો આદિ નિરંજન રાયા,
જહાં નહીં કાલ કર્મ અરુ માયા,
જહાં નહીં શબ્દ ઉચ્ચાર ન જંતા,
આપે આપ રહે ઉર અંતા.

જુવો શ્રી અખાજીના અતિશય લોકપ્રિય છપ્પા, ભાષાઅંગ :–

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું ? કંઈ પ્રાકૃતમાંથી નાશી ગયું ?!
બાવનનો સઘળો વિસ્તાર, અખા ! ત્રેપનમો જાણે પાર.

આ ત્રેપનમો અક્ષર તે ૐકાર, માટે તે આદિ શબ્દ પ્રણવ છે. ભાવાર્થ કે –

આ ૐ – ओरम् = એટલે પરમાત્માનું વા અનાદિ અનન્ત સત્, ચિત્, આનન્દઘન બ્રહ્મનું નિરૂપણ કરનાર પ્રતીક મંત્ર; અધ્યક્ષર: *Initial of God*.

આ ૐ એટલે મનુષ્યનું વ્યષ્ટિરૂપ અને સમષ્ટિસ્વરૂપ યથાર્થ રીતે સંપૂર્ણ સમજાવનારો વેદોક્ત મંત્ર ; Om = Aum = Yes .

આ ૐ એટલે આત્મા પરમાત્માની વસ્તુતાએ તત્ત્વતઃ એકતાને પ્રતિપાદન કરનારો વેદમંત્ર – Sign of *Affirmation* .

આ ૐ એટલે સાંખ્યયોગનો , વેદાન્તજ્ઞાનનો તેમ જ દ્વૈત – અદ્વૈત તમામ ભક્તિનો તેમ જ તંત્ર , પુરાણાદિ સર્વ કર્મકાણ્ડનો શાસ્ત્રોક્ત મહામંત્ર – Symbol of Eternal Existence .

આ ૐ એટલે અસ્તુ = **तथास्तु** = Amen

तस्य वाचकः प्रणवः तदुपास्यम् । એવા વેદવચનને જૈન અને બૌદ્ધ શાસ્ત્રકારોએ પણ સ્વીકારેલા જણાય છે , એટલે , તેમના શાસ્ત્રોમાં પણ પ્રણવમંત્રને આવું જ અદ્વિતીય મહત્ત્વ આપવામા આવે છે . જુવો :– ॐ मणिपद्मेहम् – વગેરે બૌદ્ધમંત્રો અને જૈનશાસ્ત્રનો નવકાર મંત્ર .

આથી પણ આગળ વધીને , ઇસ્લામી શાસ્ત્રમા જોઇયે તો તેમા પણ આ ૐકારનો જ અદ્ભુત મહિમા અજબ રીતે દેખાય છે . જુવો કુરાને શરીફ , સુરતે બકર – ૨ .

**અલિફ , લામ અને મીમ** અક્ષરો મળીને **અલ્લાહનું એવું** ગુહ્ય **નામ** થાય છે , કે જેનો ખરો અને પૂરો **અર્થ માત્ર ફિરસ્તાઓ** જ જાણી શકે છે . જલાલુદ્દીન અસ્સયૂતી કૃત ઈત્કાન ; વિશેષ માટે , જુવો , પૃ . ૪૭૦ .

આ અલિફ , લામ અને મીમમા વચ્ચેનો લામ , તે અલિફ અને મીમની વચ્ચેનો હોવાથી , આરબ્બી ભાષાના નિયમાનુસાર અનુચ્ચારિત રહે છે , અને તેથી અલ્લાહનુ આ ગેબી નામ :–

ઓ . . . મ્

એવો શબ્દ ધારણ કરે છે! સરખાવો :–

मात्रालिंगपदं त्यक्त्वा शब्दव्यंजनवर्जितम् ।
अस्वरेण मकारेण पदं सूक्ष्मं हि गच्छति ॥
अमृतनादोपनिषद् ॥ १ : ४ ॥

વાસિલે હક યાને પરમાત્માનો સાક્ષાત્કાર અનુભવવા માટે ઇસ્લામી દર્વેશો સુરતનૂરત સાથે આ ઓ...મના જ જપમા અને તેના જ ઝિક્રમા – ચિન્તનમા દમ બ દમ લાગ્યા રહે છે.

ઓમેગા એવો શબ્દ ગ્રીક ભાષામા અંતિમ વ્યંજન માટે વપરાય છે અને તેનું સ્વરૂપ મહાશૂન્યનું ૦ છે. આ મહાશૂન્ય એટલે પૂર્ણમ્ = સ્વબ્રહ્મ. આ મહાશૂન્ય તે ૐકારના પ્રતીકમા અર્ધમાત્રા – શૂન્ય.

બાઇબલ કહે છે :–

"આરંભમાં શબ્દ હતો – જ્યારે કશું જ ન હતું, ત્યારે શબ્દ હતો; પ્રભુ પોતે શબ્દ છે – શબ્દ પોતે પ્રભુ છે."

અને, આ શબ્દ તે ૐ એવું આપણે તો માનીએ જ છીએ.

આ ૐ માટે ઘણું સાહિત્ય પ્રસિદ્ધ થયેલું છે તેમ જ પરિચિત છે; તથાપિ વિશેષ કરીને તો એટલું જ સમજવું આવશ્યક છે, કે પ્રણવમંત્ર વિષે કેવળ જ જ્ઞાન જાણવાથી કે માત્ર ઓમ્ – ઓમ્, કરવાથી જ પરમાત્માનો સંપૂર્ણ સાક્ષાત્કાર શક્ય નથી; જેમકે 'ભોજન – ભોજન' કહેવાથી જ ક્ષુધાનાશ થતો નથી અને 'અમૃત – અમૃત' રટવાથી જ મૃત્યુનું નિવારણ કદાપિ થતું નથી. ભગવાન્ શંકરાચાર્યજી યથાર્થ જ કહે છે કે :–

न गच्छति विना पानं व्याधिरौषधशब्दतः ।
विनाऽपरोक्षानुभवं ब्रह्मशब्दैर्न मुच्यते ॥

પરન્તુ મુમુક્ષુએ, વૃત્તિપૂર્વક તેમ જ

(૧) વિધિપૂર્વક
(૨) પ્રક્રિયાસહિત
(૩) નાદાનુસંધાનયુક્ત

આ ૐકારનો જાતે જ અનુભવ કરવાની જરૂર છે. શ્રી અખાજી આ બ્રહ્મવિદ્યાને અનુભવવાનો વિધિ પોતાના પ્રસિદ્ધ પંચીકરણમા બતાવે છે તે બહુ ઉપયોગી છે :–

> સોઽહં શબ્દ વેગટને વિષે, એક સૂત્ર પિંડ માંહી લખે;
> લેતાં શ્વાસથી ઉઠે સકાર, મૂકયે શ્વાસે થાય હકાર.
> સકાર હકારનો થાયે લોપ, ત્યાં ૐકાર રહે વણ ઓપ,
> તે ૐકાર અચિન્ત્ય અંકૂર, ત્રિધા થાય અવાચ્યને નેર

વિશેષ માટે, જુવો :– પરિશિષ્ટ (૧). પૃ. ૨૩૪ – ૨૩૫.

આ પ્રમાણે વેદોએ, કુરાને, બાઇબલે અને જૈન બૌદ્ધાદિએ બતાવેલો અને કબૂલેલો આ ૐ એ જ **પરમાત્મા છે**. ૐ એ જ પ્રભુ છે, અને આ સર્વમાન્ય મૂલ શબ્દને જ – ૐને જ પરમાત્માના પ્રતીક તરીકે પ્રારંભમા શ્રી અખાજી નમન કરે છે. બ્રહ્મનુ અક્ષરશાસ્ત્ર ઉકેલના મંગલાચરણમા જ તેઓ શ્રી કહે છે કે, તે પરમાત્મા – તે ૐ – તે પ્રભુ – આદ્યનિરંજન દેવ છે.

**નિરંજન** = માયાનુ અંજન જેને લાગતું જ **નથી** તે, જેમા માયાનો લેશ પણ **નથી** તે. જુવો :–

> पञ्चभूतात्मकं विश्वं मरीचिजल सन्निभम् ।
> कस्याप्यहो नमस्कुर्यामहमेको निरंजनः ॥
> ॥ શ્રી અવધૂતગીતા ॥

શ્રી અખાજીના આ ગ્રન્થમા જ જુવો પૃ. ૨૨ મે :–

ૐ સદ્ગુરુ

ૐ = પ્રણવબ્રહ્મ = પરમાત્મા = ૐ પ્રભુજી



લામ

મીમ

અલિફ

# OMEGA

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| अकार<br>ऋग्वेद | रजस्<br>EXISTENCE | ब्रह्मा<br>मन | सर्जन<br>भक्ति<br>*Creative* | जाग्रत विश्व स्थूल<br>मंत्रयोग<br>जगद्‌ब्रह्म<br>ભોગલિંગ | सत्<br>અલિફ | શરીઅત<br>( હાલ દીવાની )<br>ફેના ફિ શય |
| उकार<br>यजुर्वेद | सत्त्व<br>KNOWLEDGE | विष्णु<br>बुद्धि | पालन<br>ज्ञान<br>*Positive* | स्वप्न । तैजस सूक्ष्म<br>राजयोग<br>યોગલિંગ जीवब्रह्म | चित्<br>લામ | તરીકત<br>( હાલ પીરાની )<br>ફેના ફિશ્શેખ |
| मकार<br>म.मंवद | तमस्<br>BLISS | रुद्र<br>चित्त | संहार<br>योग<br>*Negative* | सुषुप्ति । प्राज्ञ कारण<br>हठयोग<br>જ્ઞાનલિંગ ईश्वरब्रह्म | आनन्द<br>મીમ | હકીકત<br>( હાલ નૂરાની )<br>ફેના ફિર્રસુલ |

| ◡<br>अर्धमात्रा नाद | शून्य<br>.<br>PEACE | शान्ति<br>माया<br>अहंकार | अनुभव | तुरिय<br>मोक्षलिंग | महाकारण<br>लययोग अद्वैतब्रह्म<br>कूटस्थब्रह्म | ● | मारिफत<br>( હાલ રૂહાની )<br>ફેના ફિલ્લાહ<br>વાસિલે હક |
|---|---|---|---|---|---|---|---|
| ●<br>बिन्दु | महा शून्य<br>ETERNAL<br>ॐ | सदाशिव<br>INFINITE<br>अपरिमित | | तुरियातीत<br>सत्ब्रह्म<br>અનુલિંગી બ્રહ્મ | अक्षर ब्रह्म<br>पूर्ण पुरुषोत्तम<br>सनचक्र ब्रह्म | | બકા બાદ ઉલ્ ફેના<br>ॐ ॐ |

ॐ = प्रणव = उद्गीथ = અન્ - અમા यस्मात् उच्चार्यमाण एव प्राणान् ऊर्ध्वम् उत्क्रामयति तस्मात् उच्यते ॐकार । જેનુ ઉચ્ચારણ પ્રાણોને ઉંચે ચઢાવે છે, તે ૐકાર મંત્ર છે, यो प्राणान् सर्वान् परमात्मनि प्रणामयति इति एतस्मात् प्रणव ॥ બધા પ્રાણોને પરમાત્મામા પુરેપુરા શમાવે છે તેથી કરીને તે પ્રણવ - પરમાત્મા છે - ૐ પ્રભુજી છે . ૐ ॥

॥ ૐ અથર્વોપનિષત્ ૐ ॥

શ્રી સાગરાશ્રમ, ચિખાન,
તા પાદરા, જિ. વડોદરા.
તા ૧૧ ૮ ૩૨.

ॐ सागर ॐ

નિરંજન હો ! તે અંજને નવ રંજે ! –
અંજને રંજે તે જંત ! ભાઈ રે !

* * *

નિરંજન નામ હો તે તેહથે પડયું –
ગુણે તે નવ રંજે કોય ! ભાઈ રે !

* * *

ગ્રહવા ને ખોવા હો ત્યાંહાં કંઇ યે નથી ! –
તે પદ રહે નિરંજન ! ભાઈ રે ! વગેરે.

એટલે ત્રિગુણાતીત – સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રિગુણી માયાના ત્રણે ગુણોથી પર, તે નિરંજન;

આથી ઉલટું, ત્રિગુણાત્મક માયાના દેહરૂપી પુરમાં પુરાયલો તે પુરંજન = જીવ અને તેથી મુક્ત તે નિરંજન = શિવસ્વરૂપ = શિવોઽહમ્ ॥ ભગવાન શ્રી શંકરાચાર્યજી નિર્વાણષટ્કમાં જે સ્વરૂપાવસ્થા નિરૂપતાં કહે છે કે :–

चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ તે નિરંજન, તે ૐ – તે પરમાત્મા – તે પ્રભુ આવા નિરંજન છે તેને નમન હો ! प्राणान्सर्वान्परमात्मनि प्रणामयतीत्येत स्मात् प्रणवः ॥ ૐ ॥
અથર્વોપનિષત્ . ૧ .

અગોચર ગોચર થવાને = મુદ્રણદોષથી 'આગેચર' છપાયું છે તે અગોચર વાંચી લેવાનું છે.

પરમાત્મા અથવા બ્રહ્મ ઇન્દ્રિયને અગોચર છે – મન, બુદ્ધિ, ચિત્તને – ઇન્દ્રિય માત્રને ત્યાં જવું અશક્ય છે; આવું બ્રહ્મ ગોચર એટલે ગમ્ય થઇ શકે તે માટે આ કક્કાનો ભેવ –

ભેવ = ભેદ ( Mystery ) કહું છું = પરમાત્માનું સ્વરૂપ જે નિર્ગુણ, નિરંજન, નિરાકાર અને તેથી અગોચર

( Mysterious ) છે, **તે બ્રહ્મસ્વરૂપ** – **તે પરમાત્મા** સરળ રીતે ગમ્ય થવા માટે, તેનો **ભેદ** – તેનો **ભેદ** – **તેનું ગુહ્ય સ્વરૂપ** પ્રકટ કરું છું. **શ્રી અખાજી** કહે છે કે આ કક્કા **બરાબર ભણવાથી**, પરમાત્મા અદૃશ્ય છતાં, તેનું પ્રકટીકરણ ( Revelation ) અવશ્ય જ થાય છે.

**પ્રારંભે** જ, આ કક્કામાં **સંસારનું મિથ્યાત્વ સમજાવે** છે અને તે માટે કેળના કન્દનું દૃષ્ટાન્ત – કેવળ યથોચિત તેમ જ અતિ સુન્દર દૃષ્ટાન્ત આપે છે.

ભારેમા ભારે કેળના થડને પણ જેમ જેમ ઉકેલતા જઇયે તેમ તેમ સ્પષ્ટ થતું જાય છે, કે તેમા **કાષ્ટપણું** તો જાણે મૂળગું જ નથી! અથવા દૃશ્ય માત્ર છે – આભાસ માત્ર છે.

**સંસારમાં** પણ, જીવાત્માને આકર્ષણ કરીને બાંધી રાખનારાં અનેક પ્રકારના વિલક્ષણ માયાવી દૃશ્યો અનુભવમાં આવે છે; પરન્તુ, **પારપક્વ । મુમુક્ષુ**, સન્તસમાગમ વડે સમજે છે કે વસ્તુતાએ, સંસારને ઉકેલતાં તેમાં પણ કશો જ **સાર નથી** – કશું જ **તત્ત્વ** નથી. **ભાવાર્થ** કે :— કેળમાં જેવું કાષ્ટ હોય, તેવો જ **સંસારમા સાર** હોય. સરખાવો :-

> मनोविकल्पसंजातं तद्विकल्पपरिक्षयात् ।
> क्षीयते दग्धसंसारो निःसार इति निश्चितः ॥
> महोपनिषद् ॥ २ : ३४ ॥

સંસારનુ **અલ્પકાલિત્વ** અને સગાંસંબન્ધી, સ્નેહી, કુટુમ્બ પરિવાર વગેરે સંસારી જનોનું ખોટાપણું જીવાત્માના લક્ષમાં જ્યા સુધી પૂરેપૂરૂં ઉતરતું નથી, ત્યા સુધી તેના આન્તરમાં **પરમાત્મ-** વૃત્તિનો ઉદ્યોત કદાપિ સંભવિત નથી; પરન્તુ, **પરમાત્મસાક્ષા-**

સ્વીકારમાં વૈરાગ્ય એ પરમાવશ્યક અંગ છતાં, વૈરાગ્ય એકલો જ બસ નથી. વૈરાગ્ય – **તીવ્ર વૈરાગ્યની** સાથે જ અભ્યાસ – સતત અભ્યાસની આવશ્યકતા **શ્રી** ભગવદ્ગીતાદિક શાસ્ત્રોએ તેમ જ ભગવાન્ શંકરાચાર્યજી જેવા આચાર્યોએ પણ સ્વીકારેલી છે, કેમકે, વૈરાગ્ય અને અભ્યાસ અન્યોન્યાશ્રિત છે.

મુમુક્ષુની પરિપૂર્ણ પક્વાવસ્થાને માટે, આ પ્રમાણે શાસ્ત્રોએ અને આચાર્યોએ વૈરાગ્ય અને અભ્યાસ એ બે પરમાવશ્યક લક્ષણો બતાવ્યા છે અને એ બન્ને લક્ષણો મનુષ્યજીવનમાં ઓતપ્રોત પ્રકટ થવા લાગે છે, ત્યારે તેનું પ્રાકૃત જીવન **સંસ્કૃતિ** પામવા માટે છે અને તેવે ખરે અણીને સમયે **તીવ્ર મુમુક્ષુને સન્તસમાગમની – સદ્ગુરુની** અપેક્ષા – અભિરુચિ થવા માંડે છે – આવતા – થાકતા અને માર્ગ શોધતા આર્ત્ત પ્રવાસીને પંથદર્શકની ગરજ પડે તેમ

. શાસ્ત્રો કહે છે, કે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ મુમુક્ષુને મહાપદાર્થ **સેવ્ય** છે. ભગવાન્ શંકરાચાર્યજી જેવા પરમ જ્ઞાનપ્રધાન આચાર્ય **શ્રી** પણ આવા ગુરુની સેવા – તેના શુશ્રૂષા અને તેના સમાગમની **આવશ્યકતા** તથા સ્તુતિ અદ્ભુત ભક્તિભર્યા ચિત્તે પ્રકટ કરે છે –

> षडंगादि वेदो मुखे शास्त्रविद्या
> कवित्वादि गद्यं सुपद्यं करोति ।
> गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नम् ,
> ततः किं ततः किं ततः किं ततः किम् ? ! ॥ ३ ॥

विदेशेषु मान्यः स्वदेशेषु धन्यः
सदाचारवृत्तेषु मत्तो न चान्यः ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नम्
ततः किं ततः किं ततः किं ततः किम् ? ! ॥ ४ ॥

વગેરે – શ્રીમચ્છંકરાચાર્યજી કૃત શ્રીગુર્વષ્ટક.

આટલા માટે જ, **શ્રી** અખાજી સન્તસમાગમને અને સદ્ગુરુસેવાને પોતાની તમામ વાણીમાં સૌથી પ્રથમ અને અગ્રપદ આપે છે. જુઓ **શ્રી** અક્ષયગીતાનું પ્રથમ કક્કું :-

ગુરુ ગોવિન્દ ગોવિન્દ ગુરુ નામ યુગલ રૂપ એક ;
તેને રતવું નીચા નમી કર બુદ્ધિમાને વિવેક. વગેરે.

આ કક્કામાં પણ **શ્રી** અખાજી મુમુક્ષુને માટે કહે છે કે :-

ગુરુરૂપી પરમાત્માનું શરણ ગ્રહીને, નિર્મળ અંતઃકરણથી સ્તુતિ કર અને ગુરુદેવના સાચા વચનને અમૂલ્ય સમજીને, હૃદયમાં સાચવી રાખ.

અન્યત્ર પણ **શ્રી** અખાજીનું જ સૂત્ર છે કે :-

સદ્ગુરુસેવા, આતમલક્ષ, અખા ભગતનો એવો પક્ષ.

આ કક્કામા કહે છે કે :-

જેના ઉપર પરમાત્માની પરમ કૃપા થાય તે આ અને આવા જ્ઞાનવૈરાગ્યનાં – સંતનાં – સદ્ગુરુનાં વચનોને અંતઃકરણમા ધારણ કરે અને તેનાં તત્ક્ષણ ટળી જાય ઉષ્ણ = તેના ત્રિવિધ તાપનું નિવારણ થાય અર્થાત્ પરમાત્મપ્રાપ્તિમા તેને આધિભૌતિક, આધિદૈવિક કે આધ્યાત્મિક એકે પ્રકારનો તાપ ( આધ, વ્યાધિ કે ઉપાધ ) અંતરાયરૂપ થાય નહીં.

જે જીવાત્મા ગુરુદેવનો જગાડેલો – ખરેખર જ જાગ્યો છે, તે અજ્ઞાનનિદ્રામાં ફરી કદાપિ ઊંઘનો નથી; કેમ કે, આ સંસારનું મૃગજળવત્ રૂપ તેણે કાયમને માટે સમજી લીધેલું જ હોય છે. તે તો પાકેપાકું જ જાણે છે કે :–

નિ:શેષે ત્યાં નવ મળે, ભાઈ! નીર તણી, નર! છાંટ;
ફોકટ ઉજાગરું ઉગરે, જે કંઈ પડીઆ કાંટ!
શાણા સંત સોહામણા! પૃ. ૨

નિ:શેષે = અખિલ વિશ્વમાં – સંસાર આખામાં – તે મૃગજલવત્ છે. એક છાંટો પણ પાણી મૃગજળમાં મળવાનું સંભવિત નથી – અને જેને કંઈ પાણી વિના કાંટા જ પડ્યા હોય તેણે ત્યાં પાણી શોધવા જવું એ કેવળ વ્યર્થ છે. ત્યારે, તૃષિત અને મુમુક્ષુ જીવાત્માએ ક્યાં જવું? શું કરવું?

શ્રી અખાજી સૂચવે છે :–

પ્રભુતરસ્યો જીવાત્મા ખરી અને પૂરી તૃપ્તિ તો સદ્‌ગુરુ વડે – સંત વડે જ પામે છે અને તેથી મુમુક્ષુ પ્રવાસીએ સદ્‌ગુરુને – સંતને શરણે જ જવું જોઈએ: કારણ કે :–

જ્ઞાની ગુરુથી નીપજે, તેનો અનુભવ પાછો ન થાય.
શાણા સંત સોહામણા! પૃ. ૩.

પ્રત્યક્ષ જ્ઞાન અને પરોક્ષ જ્ઞાન એ બે સ્થિતિઓ જુદી જુદી છે.

સદ્‌ગુરુને મુખે શ્રવણ કરીને, મનન અને નિદિધ્યાસનપૂર્વક અભ્યાસ વડે મુમુક્ષુને થયેલો પૂર્ણ સ્વાનુભવ, તે પ્રત્યક્ષ જ્ઞાન;

માત્ર મન અને બુદ્ધિએ જ જાણેલું, પણ અંતરંગે પૂર્ણ સ્વાનુભવ વિનાનું જ્ઞાન, તે પરોક્ષ જ્ઞાન.

જેને પ્રત્યક્ષ જ્ઞાનાનુભવ છે, તે ગુરુમુખી કહેવાય છે; પોતાની મેળે જ જેને ગ્રન્થવાચનથી અને મન્દ વૈરાગ્યથી જ્ઞાન થયું હોય છે, તે મનોમુખી કહેવાય છે.

દેશમા મુદ્રણકલાના, પુસ્તકાલયોના અને વિજ્ઞાનના સાંપ્રત યુગમા ગુરુમુખી જ્ઞાની કરતાં, મનોમુખી જ્ઞાનીનો જ ફાલ વિશ્વ-ક્ષેત્રમા મ્હોટો ઉતરે એ સ્વાભાવિક છે, પરન્તુ, શ્રી અખાજી તો કહે છે કે:—

ગુરુમુખી જ્ઞાની એટલે જાણે સરકારી ટંકશાળની છાપવાળો સિક્કો;

અને, આવા ગુરુમુખી જ્ઞાનીનો પરમાત્માનો અનુભવ ત્રણે કાલમાં અબાધિત જ રહે છે.

આ સંબન્ધમાં શ્રી અખાજીની આ સાખી પણ છે.—

गुरुको पूजे गुरुमुखी, न्हाना पूजे साध:
खटदर्शनको जे पूजे, वाका मता अगाध.

શુચિનાં શ્રીમતાં ગેહે — એવા શ્રી ભગવદ્ ગીતાનાં વચનોમાં યોગભ્રષ્ટ પુરુષને પૂર્વજન્મના ચ્હાઈ સંસ્કારાનુસાર અલ્પ અભ્યાસે અને અલ્પ આયાસે જ પરમાત્મસાક્ષાત્કારનું તત્ત્વ સ્વભાવતઃ જ અનુભવાય છે; અને, આ બતાવવાને જ આ સાખીનુ ઉત્તરાર્ધ કહે છે કે —

ખટદર્શનકો જે પૂજે, વાકા મતા અગાધ.

નમણ = નમન.

ખમણ = ક્ષમિન્ ઉપરથી = અદિઞ્લ, નિર્વિઞ્લ.

નેહ = સ્નેહ; સ્નેહભક્તિ. Love and Bear એ ભાવ છે.

ગુરુ તે સારંગપાણ = ગુરુ તે જ વિષ્ણુ – તે જ
સારંગપાણિ = જેના હાથમાં સારંગ નામનું ધનુષ્ય
છે, એવા વિષ્ણુ; ગુરુગોવિન્દ – ગોવિન્દગુરુ.

ઢાંકયો પાવક છારીએ = પાવક = અગ્નિ; છારી = રાખ.

જેવી રીતે ગખોડીમા ઢંકાયલો અગ્નિ, હોવા છતા પણ, દેખાતો નથી, તે પવન ફૂંકવાથી ઝળઝી ઊઠે છે, તેવી જ રીતે **પરમાત્મા** પણ, **મન** ઉપર, **બુદ્ધિ** ઉપર અને **ચિત્ત** ઉપર અનેક પ્રકારના આવરણરૂપી **છારી હોવાથી જ, પોતામાં હોવા છતાં પોતાને જ દેખાતો નથી!** મહાત્મા **કબીર** સાહેબ કહે છે, તેમ **પાણીમાં જ રહેવા છતાં**, માછલું પાણીની જ તરસે મરી જાય છે! **શ્રી અખાજી** કહે છે કે :–

જો ગુરકૃપારૂપી પવનની લહરી એને લાગે તો જ

**મૂળગું આપ લહેવાય = નિરુપાધિક સ્વયંબ્રહ્મનું દર્શન થાય.**

**મૂળગું આપ = કેવળ શુદ્ધ સ્વરૂપ – આત્મા.**

**તત્ત્વ સમજે તત્ક્ષણ સદા તે નર પામે ત્યાગ =**

ચોવીસ તત્ત્વોના બનેલા આ પિંડતંત્રને તથા વિરાટ્ તંત્રને જે યથાર્થ રીતે ઉકેલીને પૂરેપૂરું સમજે છે, તે નિર્વેદ પામે છે :–

૫ ભૂત = પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ = ૫
૫ કર્મેન્દ્રિય = પાદ, હસ્ત, ગુદ, લિંગ અને મુખ = ૫
૫ જ્ઞાનેન્દ્રિય = કર્ણ, ચરણ, નેત્ર, નાસા, જિહ્વા = ૫
૫ વિષયો = શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ = ૫
૪ અંતઃકરણ = મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર = ૪

આ ૨૪ તત્ત્વો. ૨૫મી પ્રકૃતિ; ૨૬મો પરમાત્મા;

૨૭મુ મહાશૂન્ય =
અનિર્વાચ્ય અનંતાદ્વૈત બ્રહ્મ – અપરિમિત ઘનચક્ર ॥ ૐ ॥

**શોધ માંહે સ્થિર કરી** – વગેરે =
**દાસ થતે આશ પૂરીએ** – વગેરે =
**ઘરથી તે ઘૂર લગી** – વગેરે = **આદિથી અંત સુધી.**

શ્રી સદ્દગુરુને શરણે જવાથી, તેમના દાસ થવાથી, જીવના જીવપણાનો **વિલય** થાય છે.

ફરી ફરી ઉભા થતા આ સંસારરૂપી **માનસિક અને માયાવી** વૃક્ષનો સમૂળગો નાશ કરનાર, કાં તો **શ્રી હરિ** છે કે કાં તો **શ્રી સદ્દગુરુ** છે.

બધી આશાઓને અંતે જ્યારે એક જ મહાન્ આશા **શ્રી હરિ**ને મળવાની અાન્તરમાં ઉદય પામે છે, ત્યારે જ **શ્રી સદ્દગુરુ** મળે છે અને **શ્રી હરિ**ને મળવાની આશા **તેઓ પૂર્ણ** કરે છે. **શ્રી સદ્દગુરુ એવા મહાન દાતા** છે, કે જેમના વડે સચરાચરવ્યાપ્ત **શ્રી હરિ**નો સ્વાનુભવ થાય છે અને **તેથી** કોઈ પણ ઇચ્છા જીવને બાકી રહેતી નથી.

**નિરાશ** = અનાશ = આશાનો લેશ જેનામાં રહ્યો નથી તેવો ;
સર્વકામસિદ્ધ ; પૂર્ણકામ – **ગતકામ**.

**મિત ટળે, અમિત રહે** વગેરે =

**મિત** = વ્યક્તિ ; પિંડ ; Microcosm ; જીવ નહાનું 'હું'.
**અમિત** = સમષ્ટિ ; વિરાટ ; Macrocosm ; શિવ ;
મ્હોટું 'હું.'

ભાવાર્થ કે –

દેહાભિમાનનો લય થાય અને પરમાત્મવૃત્તિનો પ્રવેશ થાય =
'હું' જતું રહેવાથી **માત્ર પરમાત્મા જ** રહે.

ફૂટે અંડ વિહંગનું – વગેરે = ' અંગ ' નહીં પણ અંડ જોઇયે.
ભાવાર્થ કે –

જ્યારે પંખીના બચ્ચાને પાંખો અને પગ આવે ત્યારે ઇંડું આપોઆપ જ ફૂટી જાય અને પંખી ઉડવા તથા ચાલવા માંડે.

**આવી જ રીતે, સદ્‌ગુરુકૃપા** વડે. જીવાત્માને જ્યારે **ચેતના** જાગે, ત્યારે તેની જડતા જાય, **પરમાત્માનો સ્વાનુભવ** થાય અને લૌકિક ભાવનાઓનો **સ્વભાવતઃ વિલય થાય.**

**બાવનથી જે બહાજ્ય** = બાવન અક્ષરો ૩૬ વ્યંજન + ૧૬

સ્વર = પર. એ બાવન અક્ષરોમાં ન આવી શકે તેવું = **પરમાત્માનુ રાજ્ય બાવનથી** બહાર – **વાણી**ના પ્રપંચથી પાર છે.
**ભેદ શું ભાખા વદે ? ભાઈ !** = સરખાવો :–

यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह વગેરે – ॥ श्रीमद्भागवत॥

**ભુવન ત્રણથી છે પરું** = ત્રણ ભુવન – ભૂર્, ભુવર્, સ્વર્ –

ત્રણ લોક – સ્વર્ગ, મૃત્યુ, પાતાલ.
ત્રણ ગુણો – સત્ત્વ, રજસ્, તમસ્.
ત્રણ શરીરો – સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ.
ત્રણ સ્થિતિઓ – જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ.
ત્રણ દેવો – બ્રહ્મા, વિષ્ણુ અને શિવ – તે તમામથી
**બ્રહ્મ** પર છે – **અતીત છે** = ત્રિગુણાતીત છે.

**મકર ચાલે મહાજળે** = સરખાવો **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**માં :–

या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी । એ **ભાવાર્થ** છે.
**મકર** = મગર – **સામે દરેડ ગત** = સામે પ્રવાહે દોડનાર છે.

મગરનો સ્વભાવ જ છે કે તે પાણીમાં સામે પૂરે જ ચાલે, તેવી રીતે આવા પુરુષો પણ પ્રાકૃત જીવોની પેઠે નહીં, પણ સદૈવ ઉર્ધ્વ ગતિએ જ ચાલે.

**આતમઅર્ક ઉદય હવો, ભાઈ ! જે છે નિલગ, નિરાલ =**

હૃદયરૂપી આકાશમાં પરમાત્મારૂપી એવા સૂર્યનો ઉદય થયો કે જે ઓતપ્રોત હોવા છતાં અલગ છે, ન્યારો છે – નિરાળો છે.

**લિંગલેખ લેખે લક્ષા** – વગેરે = **આત્મા અણુલિંગી** છે =

**બ્રહ્મ** નિર્ગુણ છે – જાતીયતાથી પર ( Beyond Sex ) છે.

પોતાના **અનુભવબિન્દુમાં શ્રી** અખાજી સ્પષ્ટ કહે છે કે –

> અખા ! એ જ અનુભવ અંગ, જેણે મહાજન નીપજ્યા ;
> લિંગભંગ થયા વિના, સૌ સાધન કાળની સેવના
> ( છપ્પો ૩૪ ).

જ્યાં સુધી જીવાત્માનું જીવપણું પુરેપુરું જતું નથી એટલે કે **વાસનાનો શેષમાત્ર** પણ તેનામાં રહે છે, ત્યાં સુધી તેનું **વાસનાલિંગ લય પામ્યું ગણાતું નથી.**

સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણને સુદ્ધાં લિંગ ગણવામાં આવે છે.

**ભોગ, યોગ, જ્ઞાન** અને **મોક્ષલિંગ** એવા નામથી પણ તે સ્થિતિઓ ઓળખાય છે.

**શાસ્ત્રકારોએ** કાર્ય, ઇચ્છા, વાસના અને ભાવનાના લક્ષણો ઉપરથી આ નામોની ક્રમિક યોજના કરી છે. શ્રી **અખાજીનું તાત્પર્ય** એવું છે કે –

આ **સર્વલિંગથી પર તે અણુલિંગી – તે જ** કેવલરૂપ., આટલા માટે જ **તેઓ શ્રી** કહે છે કે –

અણુલિંગી અનુભવ વિના, સાધન સર્વે જે કહ્યાં,
આકનુ ફળ શોભે, અખ ! પણ વૃક્ષ થઈ ઉડી ગયાં.
(અનુભવબિન્દુ.)

જેમ રાજયોગ અને હઠયોગ એ યોગના પ્રસિદ્ધ બે પ્રકારો છે, તેમ મંત્રયોગ અને લયયોગ પણ યોગના પ્રકારો છે.

આ વિરાટ્ બ્રહ્મમાં લય વિલય, પ્રલય અને મહાપ્રલય -એ લયની ક્રમિક અને આન્તરિક અવસ્થાઓ છે અને, પિંડે તદ્ બ્રહ્માણ્ડે ॥

રાજયોગ જેમ માનસિક ધ્યાનધારણાદિને પ્રાધાન્ય આપે છે, હઠયોગ જેમ પંચપ્રાણને પ્રાધાન્ય આપે છે, તેમ લયયોગ ઘનીભૂત અને એકીકૃત ચિત્તવૃત્તિને જ પ્રાધાન્ય આપે છે.

સ્થૂલનો સૂક્ષ્મમા, સૂક્ષ્મનો કારણમા અને કારણનો મહા કારણમા લય કરવો યાને મનનો લય બુદ્ધિમા, બુદ્ધિનો લય ચિત્તમા અને ચિત્તનો લય અહંકારમા તથા અહંકારનો લય વસ્તુમા - બ્રહ્મમા કરવો. જુઓ - પરિશિષ્ટ ૨, પૃ. ૨૩૪-૩૫.

આ પ્રકારે (*through Concentration*) ઉપાસકોએ ચેતના "હું"નો પૂરેપૂરો વિલય કરવો એ લયયોગનું લક્ષ્ય છે.

શ્રી અખાજી કહે છે - વૃત્તિમાત્રનો આવો પૂરેપૂરો લય (Self-Annihilation) તે જ લયયોગ છે - તે જ વિલય છે - 'ફના' છે - આત્મસમર્પણ છે. જુઓ - પરિશિષ્ટ ૩.

વસ્તુ શબ્દ વિના સાર!
શાણા સંત સોહામણા! પૃ. ૫.

ભાવાર્થ કે -

વસ્તુનો અનુભવ તો શબ્દાતીત છે - અમુક શબ્દે કરીને તેનું પૂર્ણ નિરૂપણ સંભવતુ જ નથી; કેમકે, તે તો અનુભવ -

માત્ર અનુભવરૂપ જ છે અને અનુભવના અંગમા તો પોતાની જ જાતનો અભ્યાસ મુખ્ય છે.

શ્રી સદ્ગુરુ જે ભૂમિકા ઉપર વિહરે છે, તે ભૂમિકા આ અનુભવની છે અને તે ઉપરથી આ શબ્દાતીતનું અને આ અવસ્થાનું દર્શન થાય છે.

આ અવસ્થા – આ શબ્દાતીત દશા કેવી છે ?

શ્રી અખાજી વર્ણવે છે કે –

ખંવત પોતે થઈ રહ્યા = गगनोपमोऽहम् ॥ શ્રી અવધૂતગીતા.
મહા અધ્યાસ એટલો ટળ્યો, જે જાણતા सोऽहम् ।

ચાર વેદોના ચારે મહાવાક્યો અનુસાર, પોતાના સ્વરૂપનુ શોધન, વિશોધન, પૃથક્કરણ અને પૂર્ણદર્શન કરવાનું સૂચવનાર सोऽहम् એવો શબ્દ – પ્રત્યેક આન્તરમાં સ્વભાવતઃ ઊઠતો નાદબ્રહ્મરૂપ શબ્દ – શ્રી સદ્ગુરુએ સાધના માટે સાધકને આપેલો અને તે તેને સાધવાનો હતો.

कोऽहं को संसारः ? થી દેહાધ્યાસીં પંચવિધયી જીવાત્માએ પરમાત્માનો પ્રવાસ આરંભ્યો હતો અને ધીમે ધીમે મુમુક્ષુ પરિપક્વ થઈને શ્રી હરિરૂપ સંતને શરણે – શ્રી સદ્ગુરુને શરણે તે આવ્યો હતો, તેને શ્રી સદ્ગુરુએ વેદાન્તજ્ઞાનનો મહામંત્રોપદેશ આપ્યો હતો અને આ કક્કામાં કહેલા વિધિ અનુસાર શ્રી સદ્ગુરુની સેવાશુશ્રૂષા વડે, તે મહામંત્રોપદેશની અભ્યાસ વડે તેણે સાધનાસિદ્ધિ પ્રાપ્ત કરી હતી.

પ્રત્યેક શ્વાસોશ્વાસે – પ્રતિ દિનરાત્રિ એકવીસ હજાર અને છસો વાર – નિરંતર ત્યાં જ સુરતા ગાળીને બિલકુલ ઉચ્ચાર કર્યા

વિના આ શબ્દમાં વૃત્તિ રાખીને શબ્દની સાધના કરવાની હતી. આ સોઽહંમાં જ તે શમી ગયો.

અભ્યાસ વડે આ પ્રક્રિયાને અનુભવનાર જોઇ શકે છે અને જાણી શકે છે, કે સોઽહમ્‌નું ૐ કયે કયે પ્રકારે થાય છે અને કેવે કેવે રૂપે અનુભવાય છે.

આ શબ્દની – સોઽહમ્‌ની – ૐની સાધના વડે દેહાધ્યાસનું મૂલ બીજ લય પામે છે અને આત્મસાક્ષાત્કાર – બ્રહ્મદર્શન થાય છે.

પ્રણવના આવા સ્વાભાવિક જપમાં પ્રત્યેક શ્વાસોશ્વાસે સુરતા રાખવાની યૌગિક પ્રક્રિયાને **અજપાજાપ** કહે છે.

વિશેષ માટે જુવો, **પરિશિષ્ટ (૧)**; પૃ. ૨૩૪–૨૩૫.

શ્રી અખાજી અન્યત્ર કહે છે:–

> બિન નેનુંકા દેખણા, બિન શ્રવણુંકી ધુન;
>
> બિન રસનાકા બોલણા, એકું **અખા!** નહીં ચંદન.

સરખાવો:–

> देहेन्द्रिय मनोबुद्धि प्राणादिभ्यो विलक्षणः।
> सच्चिदानन्द सत्यात्मा तमोंकारं भजाम्यहम् ॥१॥

> કોઈ જ્ઞાની જાનત જ્ઞાન યે, જિનું લક્ષ લિયા ૐકાર;
> શબ્દ એકમેં નીપજે, અખા! કયોં પશી મરે સંસાર?!

> જાપ જપો જીભ્યા વિના, અને શ્રવણ વિના સુણો ધૂન;
> નેત્ર વિના નિરખો નિરંજન, રાખો મન સહજ શૂન્ય.
> (જ્ઞાનગીતા, શ્રી નરહરકૃત.)

> સુમરન સુધી યું કરો, મુખસેં કછુ ન બોલ;
> બાહેરકે પટ દેઇકે, ભીતરકે પટ ખોલ. ૪

સુમરન સુધી યુ કરો, જૈસે દામ કંગાલ;
ઘરી ઘરી બિસરે નહીં, પલ પલ લેત સંભાલ.

અમલીકે ચિત્ત અમલ હૈ, લોભીકે ચિત્ત દામ;
કામીકે ચિત્ત કામિની, યુ દાદૂકે ચિત્ત રામ.

મુખસેં જપે સો માનવી, **હિરદે** જપે **સો સાધ;**
**સુરતાએ** જપે સો સંતજન, તાકા મતા અગાધ.

ચિત્ત આપનો **સ્થિર** કરો, **સ્થિર** કરી રાખો નેન;
શ્વાસા દેખો **સુરતસેં**, તબ પાવો સુખચેન.

સબ વેદનકો ભેદ હૈ, સર્વ શાસ્ત્રકો જ્ઞાન.
સબ પુરાણકો સાર હૈ, – **સુરતશ્વાસકો** ધ્યાન

તન મન આસન છતકે, કર એકાન્તે વાસ;
જનકો સંગ કરે નહીં, કરે ભજન અભ્યાસ

ઇન્દ્રિય, પ્રાન, મન બસ કરો, તજો કામના કામ;
**સુરત શ્વાસકી** કરો **એકતા**, ભજો **એક સત નામ.**

બિના પંખનો, એ છે પંખી, બિન ઇન્દ્રિયનો, ભોગી રે!
બિના અંગનો એ છે પ્રાણી, બિના જોગ સંજોગી રે!
રામ નામ તું રાખ હૃદયમા – વગેરે (મહાત્મા **નીગત.**)

પરન્તુ, શ્રી અખાજી કહે છે કે આટલેથી બસ નથી: કેમકે, હવે – સોઽહમ્‌નો અનુભવ નાહમ્‌ના **અનુભવમાં આગળ** વધે છે અને હું – તું – ને એ સર્વનો પૂર્ણ **વિલય** થઈને **કૈવલ્યનું મહાપદ** અનુભવાય છે. જુવો પરિશિષ્ટ (૨); પૃ. ૨૬૨.

**શ્રી અખાજી પોતાનો અનુભવ** કહે છે કે:–

જેણે ખં બ્રહ્મને જાણ્યુ છે તે તો **યોગીને** ઉપાસ્ય છ ચક્રોને પણ જાણી જ ચૂક્યો છે; કેમકે, **પરબ્રહ્મ** તો એ **ષટ્‌ચક્રો**થી પણ

અતીત છે. શરીરમા નીચેના ષટ્ચક્ર પ્રત્યેક ચક્રના સ્થાન, અધિષ્ઠાન અને તેના ઉપાસ્ય દેવના સાથે હોવાનુ યોગશાસ્ત્રમા વર્ણવ્યુ છે : –

આધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞાચક્ર.

યોગશાસ્ત્રનુ સમજવું એવું પણ છે, કે મનુષ્યના શરીરમાં સર્પાકારે રહેલી **કુણ્ડલિની** નામની સુષુપ્ત રહેલી શક્તિને જાગ્રત કરવા માટે આ ચક્રોની **ઉપાસના** આવશ્યક છે.

પરન્તુ, **શ્રી અખાજી** કહે છે કે **બ્રહ્મ** તો **ચક્રાતીત** છે અને **ચક્રાતીત**નુ સ્થાન તો **સર્વત્ર** છે. તે તો **કૈવલ્યાદ્વૈત**નું **મહાપદ** છે – તેને રૂપ, રંગ કે નામ નથી. તે તો खं ब्रह्मनो ***અનુભવ જ છે. વેદોએ કહેલા खं ब्रह्मना અનુભવસાક્ષાત્કારનાં*** લક્ષણો શ્રી અખાજીએ ઘણે સ્થળે વર્ણવ્યા છે. જુવો : —

> યે ચિદ્ જાસુકા લખુ હી સહાઈ –
>
> જિહા આપાપર ન મચે અહર્નિંશ –
>
> બેહદ હદ **ન** કહાઈ ! યે ચિદ્ – ૦
>
> * *
>
> લક્ષાલક્ષ, અખા ! જિહા નાહીં !
>
> સદા સદોદિત સાંઈ ! યેં ચિદ્ – ૦

અનાદિ અનન્ત પરમાત્માના **સનાતન બ્રહ્મજ્ઞ** સાક્ષાત્કાર કરાવનાર **શ્રી** અખાજીના કક્કા આ પ્રમાણે સંપૂર્ણ

એમા **ભક્તિનાં**, **મુક્તિના** તેમ જ **મુમુક્ષુના** **પુરુષના સ્વરૂપ** તથા લક્ષણો છે તેમ જ જીવના, જ બ્રહ્મના અદ્વૈત અનુભવનું નિરૂપણ છે.

આ અક્ષયવાણીનો **બીજો ગ્રન્થ શ્રી અખાજીના બાર** માસનો છે. ૫. ૭.

આરંભમાં જ **ખાસ ધ્યાન** ખેંચીને કહે છે કેઃ—

વાચ્યાર્થમા જો કે **બાર માસ** લખ્યા છે, પરન્તુ, **એકલા** વાચ્યાર્થને જ જો **ખાસ** ગણવામા આવશે, **તો લક્ષ્યાર્થ**માં રહેલા **રામનો** અનુભવ રહી જ જશે.

પ્રથમ માસ કાર્ત્તિકને

"કાં રે તકે તું ચેતે નહીં? જીવડા!"

એમ કરીને લખે છે તે ઉપરથી જ, **વાચ્યાર્થ કરતાં લક્ષ્યાર્થ** ઉપર જ ખાસ ઝોક છે, એ સમજાઈ જાય છે.

વસ્તુને જાણવું અને **વસ્તુને પામવું**, એ શ્રી **અખાજીના** બાર માસનો **લક્ષ્યાર્થ** છે.

**પશુ કરતાં મનુષ્ય** અધિક છે, તે અધિકતા જો **રામને** જાણે, **તો જ સિદ્ધ** થાય.

**રામને** જ જાણવાને અને **રામને જ પામવાને** આ મનુષ્ય-જન્મની તક સર્વથી અધિકતર યોગ્ય છે.

આ **મનુષ્યજન્મની સર્વોપરિ** તક **ઓળખી** લઈને, ગુરુદેવનાં — **સન્તના વચનો** અનુસાર જીવાત્માએ પશુવત્ — જડ જીવન માથી **જાગીને ચેતી** ઊઠવું જોઈયે. **સંતની — ગુરુની સેવાશુશ્રૂષા** વડે તેણે **ભક્તિ, વૈરાગ્ય** અને **જ્ઞાનની નીસરણીએ** ચઢીને, **આત્મા — પરમાત્માની એકતાના** મુકામે ઠેઠ પહોંચવું જોઈયે; કારણ કે, જીવાત્માની **ભ્રમણાના નિવારણનો ઉપાય શ્રી હરિગુરુસન્તના** શરણ **વિના** બીજો કોઈ જ **નથી**.

**તે વરાંસે** = તે વિના. **ભામે** = ભ્રમણામા.

અતીત છે. શરીરમા નીચેનાં ષટ્ચક્ર પ્રત્યેક ચક્રના સ્થાન, અધિષ્ઠાન અને તેના ઉપાસ્ય દેવતા સાથે હોવાનું યોગશાસ્ત્રમાં વર્ણવ્યું છે :–

આધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞાચક્ર.

યોગશાસ્ત્રનું સમજવું એવું પણ છે, કે મનુષ્યના શરીરમાં સર્પાકારે રહેલી **કુણ્ડલિની** નામની સુષુપ્ત રહેલી **શક્તિને** જાગ્રત કરવા માટે આ **ચક્રોની ઉપાસના** આવશ્યક છે.

પરન્તુ, **શ્રી અખાજી** કહે છે કે **બ્રહ્મ** તો **ચક્રાતીત** છે અને **ચક્રાતીત**નું સ્થાન તો **સર્વત્ર** છે. તે તો **કૈવલ્યાદ્વૈત**નું મહાપદ છે – તેને રૂપ, રંગ કે નામ નથી. તે તો स्वं ब्रह्मनो **અનુભવ** જ છે. વેદોએ કહેલા स्व ब्रह्मना અનુભવસાક્ષાત્કારનાં લક્ષણો શ્રી અખાજીએ ઘણે સ્થળે વર્ણવ્યા છે. જુઓ :—

> યે ચિહ્ન જ્યુંકા ત્યું હી સદાઈ –
>
> જિહાં આપાપર ન મલે અહર્નિશ –
>
> બેહદ હદ **ન** કહાઈ ! યે ચિહ્ન – ૦

* *

> લક્ષાલક્ષ, અખા ! જિહાં નાહીં !
>
> સદા સદોદિત સાંઈ ! યેં ચિહ્ન.– ૦

અનાદિ અનન્ત **પરમાત્માના સનાતન બ્રહ્મજ્યોતિનો** સાક્ષાત્કાર કરાવનાર **શ્રી અખાજીના કક્કા** આ પ્રમાણે સંપૂર્ણ થાય છે.

એમાં **ભક્તિનાં, મુક્તિનાં** તેમ જ **મુમુક્ષુનાં** અને **મુક્ત પુરુષનાં સ્વરૂપ** તથા લક્ષણો છે તેમ જ જીવના, જગતના અને બ્રહ્મના **અદ્વૈત અનુભવનું નિરૂપણ** છે.

આ અક્ષયવાણીનો **બીજો ગ્રન્થ શ્રી અખાજીના બાર માસનો** છે. પૃ. ૭.

આરંભમાં જ **ખાસ ધ્યાન** ખેંચીને કહે છે કે:-

વાચ્યાર્થમાં જો કે **બાર માસ** લખ્યા છે, પરન્તુ, **એકલા** **વાચ્યાર્થને** જ **જો ખાસ** ગણવામાં આવશે, **તો લક્ષ્યાર્થમાં** રહેલા **રામનો અનુભવ** રહી જ જશે.

પ્રથમ માસ કાર્તિકને

"કાં રે તકે તું ચેતે નહીં? જીવડા!"

એમ કરીને લખે છે તે ઉપરથી જ, **વાચ્યાર્થ કરતાં લક્ષ્યાર્થ** ઉપર જ **ખાસ** ઝોક છે, એ સમજાઈ જાય છે.

વસ્તુને જાણવું અને **વસ્તુને પામવું**, એ **શ્રી અખાજીના** **બાર માસનો લક્ષ્યાર્થ** છે.

**પશુ કરતાં મનુષ્ય અધિક** છે, તે અધિકતા જો રામને જાણે, **તો જ સિદ્ધ** થાય.

**રામને** જ જાણવાને અને **રામને** જ **પામવાને** આ મનુષ્ય-જન્મની **તક સર્વથી** અધિકતર **યોગ્ય** છે.

આ **મનુષ્યજન્મની સર્વોપરિ તક** ઓળખી લઇને, ગુરુદેવનાં – **સન્તનાં** વચનો અનુસાર જીવાત્માએ પશુવત્ – જડ જીવન માંથી **જાગીને ચેતી** ઊઠવું જોઇયે. સંતની – ગુરુની **સેવાશુશ્રૂષા** વડે તેણે **ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાનની નીસરણીએ** ચડીને, **આત્મા – પરમાત્માની એકતાના** મુકામે ઠેઠ પહોંચવું જોઇયે; કારણ કે, **જીવાત્માની ભ્રમણાના નિવારણનો** ઉપાય **શ્રી હરિગુરુસન્તના શરણ વિના** બીજો કોઈ જ **નથી**.

**તે વણસો** = તે વિના. **ભામે** = ભ્રમણામાં.

**મહાબ્રહ્મરસ** = વેદોમાં કહેલું બ્રહ્મજ્ઞાન ; પરમાત્મરસ ; **रसो वै ब्रह्म ॥**

**વાગ્તીતા** = વાણીથી અતીત ; પરાત્પર સ્વરૂપ.

કાલ = વૈખરી. વાણીના ચાર પ્રકારો છે.—

**પરા** = નાભિનો ધ્વનિ.

**પશ્યંતિ** = હૃદયનો શબ્દ.

**મધ્યમા** = કંઠનો નાદ.

**વૈખરી** = મુખની વાણી.

**શબ્દાતીત પરમાત્મા** શબ્દ વડે જ ઓળખાય છે, અને પરમાત્માને જે યથાર્થ ઓળખે છે, તે નિર્વાણ પામે છે, અર્થાત જન્મમરણરહિત થાય છે.

માયાના બે ખાસ લક્ષણો છે.—

**ચિત્રવિચિત્રતા** = એકરંગી નહીં પણ અનેકરંગી હોવાપણું

**ચપલતા** = અસ્થિરતા ચંચળતા.

ઇન્દ્ર = સ્વર્ગનો રાજા ઇન્દ્ર અને ચંદ્ર પણ **નાશવંત** છે, તો મનુષ્ય કોણ માત્ર? આ પ્રમાણે હૃદયપૂર્વક વારંવાર વિચારવું.

રાજા **પ્રિયવ્રત**, **દશમુખી રાવણ**, **ચક્રવિર** બ્રહ્મદાસભ્ય અને લોમશ જેવાઓ અગણિત વર્ષો જીવ્યા હતા, પરન્તુ, **અનન્ત** કાલને હિસાબે જોતા તો તેઓ વરસતા વરસાદમાં પાણીના ટીપા જેટલા પણ નથી. વારંવાર આવો વિચાર કરીને ઈશ્વરને ઓળખવા મથવું અને દેહાધ્યાસનો **વિલય** કરવો.

**પ્રિયવ્રતરાજા** = સ્વાયંભૂ મનુના પુત્ર અને વિશ્વકર્માના જમાઈ – આ રાજાએ એક **અબજ** અને **એકવીસ** કરોડ

વર્ષો સુધી સપ્તદ્વીપનું રાજ્ય કર્યું હતું અને પોતાના એકચક્રી રથમાં બેસીને **સૂર્યની સાથે સાત દિવસ સુધી** સ્પર્ધા કરી હતી.

**બગદાલભ્યં = બગદાલભ્ય** એવો પાઠ પણ છે. આ ઋષિને વડનું પાંદડું માથા ઉપર મૂકીને તપશ્ચર્યા કરતા જોઈને અર્જુને એમને પર્ણકુટી બાંધવાને કહ્યું હતુ.

તેઓએ કહ્યું કે **શા** છવ્યા માટે ઘર બાંધવુ જોઈયે?!

પોતે કેટલા કાળથી આવું તપ કરે છે – એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમા આ ઋષિવરે કહેલું કે:–

**"બ્રહ્માના વીસ રાત્રિદિવસથી."**

**(બ્રહ્માનો એક રાત્રિ દિવસ એટલે આ લોકનાં ચાર લાખ બત્રીસ હજાર વર્ષો.)**

**લોમશ** = આ બ્રહ્મર્ષિએ શ્રી યુધિષ્ઠિરાદિ **પાંડવોને** સંપૂર્ણ **તીર્થયાત્રા** કરાવી હતી, તેમ જ તેઓને **ધર્મોપદેશ** કર્યો હતો.

**આ સંસાર** રૂપી ખાડામાથી **વિરલા નર** જ નીકળે છે; કેમકે, એમાં શરીરરૂપી અને ગૃહરૂપી મ્હોટા કળણો છે.

**ગ્રેહ** = ગૃહ – ઘર.

**ગરક** = ગળી જવાય એવું – કળણ.

**આહુલાં વાહાતાં** બહુ અધવચ ગયા, **ખર દર્શન** ખટપટ કરતા' પૃ. ૧૦.

**આહુલાં વાહાતાં** = નિષ્ફળ પ્રયત્ન કરતાં.

**સાંખ્ય**, યોગ, ન્યાય, **વૈશેષિક**, **પૂર્વમીમાંસા** અને ઉત્તર**મીમાંસા** – વેદાન્ત એ **છ દર્શનશાસ્ત્રો** છે અને **ભગવાન**

કપિલદેવ, **શ્રી પતંજલિ**, **શ્રી ગૌતમ ઋષિ**, **શ્રી** કણાદ ઋષિ, **શ્રી જૈમિની** અને **ભગવાન વ્યાસજી** એ **મહર્ષિઓ** ક્રમશ: આ **ષડ્દર્શનના પ્રણેતાઓ** છે.

નામ માત્ર **નાશવંત** છે, પરંતુ, જેણે **આત્માને** જાણ્યો છે, તે તો **અલગ** જ છે – પાણીની અંદર જાળમાં સપડાયેલું માછલું જેવી રીતે જાળમાંથી પાણીમાં પાણી થઈને ભળી જાય છે, તેવી જ રીતે **શ્રી સદ્‌ગુરુએ** આપેલી **અકલ કળા** વડે **મુમુક્ષુ જીવાત્મા** પણ સંસારની જાળમાંથી **બ્રહ્મસિન્ધુમાં બ્રહ્મરૂપે** ભળી જાય છે.

"ભાદરવે મળ્યો ભેદ પામ્યે થકે,
"જીવ શિવ મળી રસરૂપ થાયે;" પૃ. ૬૧.

**ભક્તિ** અને **જ્ઞાન** બન્નેની કેવળ **અભિન્નતાનો સંપૂર્ણ સ્વાનુભવ** એટલે જ रसो वै सः એ **શ્રુતિનો સ્વયંસાક્ષાત્કાર**, અને पिण्डे तद् ब्रह्माण्डे। એ શ્રુતિવચનનું **સર્વકાલ** અને **સર્વત્ર સ્વાનુભવદર્શન.**

**પરિપક્વ મુમુક્ષુને** હવે **મુક્ત પુરુષનો સ્વાનુભવ** થાય છે અને **શ્રી અખાજીએ** જેમ ધણે સ્થળે તેમ **આ બાર માસમાં** પણ **મુક્ત પુરુષના લક્ષણોનું** નિરૂપણ કર્યું છે. **તેઓશ્રી** કહે છે :-

**મુક્તાવસ્થાનો** અનુભવ થાય, એટલે **જીવ**, **જગત્** અને ઇશ્વરની **એકતાનો ભેદ આપોઆપ** જ **ઉકલી જાય** – **તે સ્વરૂપસંસ્થિતિનો સ્વાનુભવી** છે. જ્યારે આ **પરમ અભેદનો** ગૂઢ ભેદ ઉકલ્યો ન હતો, ત્યારે **જીવ** અને **શિવ** એ બે જુદાં જણાતાં હતાં; પરંતુ, જીવનું પૂરેપૂરું જીવપણું (એટલે વેદાન્ત શાસ્ત્રમાં જેને 'દેહાભિમાન' કહે છે તે દેહાભિમાન) **શિવમાં વિલય** થવાથી रसो वै सः। એ શ્રુતિની ઋચાનો – રસરૂપતાનો તેને **અખંડ સ્વાનુભવ** થાય છે.? તે જાણે છે કે :-

પિંડ એટલે ન્હાનું હું – વ્યષ્ટિ, *Micro-cosm*

અને

**બ્રહ્માંડ** એટલે મ્હોટું હું – સમષ્ટિ, *Macro-cosm*. આ બન્ને વચ્ચેનો **અભેદી સંબન્ધ નિત્યનિરંતરનો** તેમ જ **અનુભવગમ્ય** છે. **પરિપક્વ મુમુક્ષુ** જ્ઞાન, વૈરાગ્ય અને અભ્યાસ વડે **મુક્તાવસ્થામાં** એ અગમ્ય કોયડો ઉકેલી અને અનુભવી શકે છે.

**કટાહ** – કઢાઈ. બ્રહ્માંડને ઊંધી કઢાઈના ઘાટનું માનીને તેને **કટાહ** કહેવામાં આવે છે. **પિંડ**પક્ષે મગજના તાળવાના શિરોભાગને **કટાહ** કહેવાય છે.

**પિંડ** = ન્હાનું – ન્હાનામાં ન્હાનું બ્રહ્માંડ, તેવી જ રીતે –

**બ્રહ્માંડ** = મોટામાં મોટો પિંડ – વિરાટનો પિંડ. જે મુક્ત પુરુષ આ બન્નેની **એકતાનો** સ્વાનુભવ કર્યો છે, તે તો પિંડબ્રહ્માંડ બેઉને એવી **મહામુક્તની** ભૂમિકામાં ગિરે છે, કે ત્યાં આ નાક કે પગ તોડના ડાગણનો ઉદ્ભવ જ **નથી**. તેમ જ, વાણી વડે એ ભૂમિકાનું નિરૂપણ સંભવતું નથી, કેમકે '**દૃશ્ય**' અને '**જ્ઞાતા**' એવું ભેદપણું જે પૂર્વે હતું તે હવે **લય** પામ્યું છે. જગત કે જગતની જંજાળ ત્યાં છે **જ નહીં**, એવા ડાયમના **સ્વરૂપની સંસ્થિતિમાં** આ **લયયોગી બ્રહ્મમાં બ્રહ્મરૂપે** ભળી જાય છે –

> પરંતુ ત્યાંએ વસ્તુ વિચારે સદા –
> મન વિના છે સુદા જન ! જાણો,
> અણલખ્યું આપ સમજશે યે ઓગમે,
> તે, નર દેહમાં નથી બધાણો પૃ. ૧૨.

એવી રીતે **મુમુક્ષુના પરમ ધર્મમાં સાધનચતુષ્ટય** એટલે (૧) વિવેક, (૨) વૈરાગ્ય, (૩) ષટ્સંપત્તિ અને (૪) મુમુક્ષુતા

આવશ્યક લક્ષણો છે, તેવી રીતે મુક્ત પુરુષના પરમ ધર્મમા પણ :-

(૧) મૈત્રી, (૨) કરુણા, (૩) મુદિતા, અને (૪) ઉપેક્ષા એ **ચાર આવશ્યક લક્ષણો છે :-**

**મુદા** = મુદિતા = આનન્દ = બ્રહ્માનન્દ =

સ્વરૂપાનન્દ = પરમાત્માના સમાગમનો આનન્દ =

સચ્ચિદાનન્દ = **મૌજે હકીકી.**

**મૈત્રી = શ્રી હરિ**, ગુરુ, સંત, હરિજન અને સમગ્ર સજાતીય **પ્રવાહ** પ્રત્યે **મૈત્રી.**

**કરુણા** = શિષ્ય, મુમુક્ષુ, આશ્રિત, અને આમ પ્રત્યે **કરુણા.**

**ઉપેક્ષા** = માયા પ્રત્યે ; મૈત્રિ, કરુણા અને મુદિતામાં જેનો સમાવેશ ન થાય **તે સર્વ પ્રત્યે ઉપેક્ષા.**

**શ્રી અખાજી** કહે છે કે :-

જ્યાં સુધી "મન" મરતું નથી એટલે કે વૃત્તિ સંકલ્પ-વિકલ્પથી **રહિત થતી નથી**, ત્યાં સુધી બ્રહ્માનન્દનો સ્વાનુભવ થતો નથી. મનનો સંપૂર્ણ વિલય એ જ **બ્રહ્મદર્શન** અથવા મોક્ષ :

"વિષયાનન્દ સંસાર હૈ, ભજનાનન્દ હરિદાસ;
"બ્રહ્માનન્દા જીવન્મુક્તા, ભયી વાસના નાશ."

વૃત્તિની **પરિપૂર્ણ વિલીનતા** માટે **અમનસ્કાવસ્થા** જાતે અનુભવવી જોઇયે ; [ જુઓ :- अमनस्कखंड, लय परिच्छेद. ] અને, **તો** જ **શ્રી** અખાજી કહે છે તેમ :-

**મન વિના છે મુદા –**

એ અનુભવાય અને

અણચવ્યું આપ સમજ્યે થકે ઓળખે —

ચવ્યું = ચાવેલું — જેનો સ્વાદ ચાખ્યો છે તેવું = અનુભવેલું .

અણચવ્યું = નહીં ચાવેલું = જેનો સ્વાદ ચાખ્યો નથી તેવું = કદાપિ નહીં અનુભવેલું તેવું = અપૂર્વ .

आत्मसत्यानुबोधेन न संकल्पयते यदा ।
अमनस्तां तदा याति ग्राह्याभावे तदग्रहम् ॥ श्री गौडपादाचार्य ॥

જેણે પોતાના સ્વરૂપનું દર્શન કરીને અપૂર્વ બ્રહ્માનન્દ અનુભવ્યો છે તે જીવભાવથી છૂટેલો હોવાથી

पुनरपि जननं पुनरपि मरणम्

એવી જન્મમરણની સ્થિતિ તેને કદાપિ અનુભવવી પડતી નથી .

આ પ્રમાણે , શ્રી અખાજીના બાર માસનો ગ્રન્થ અહીં સમાપ્ત થાય છે .

શ્રી અખાજી કહે છે :—

જે આ બાર માસનો ખરો અર્થ પિછાને છે , તે જીવપણાની ઈચ્છાનો વિલય કરીને શિવસ્વરૂપ અનુભવે છે .

જે આ બાર માસ લખે અને શ્રવણ કરે તેમ જ એનો અનુભવ કરે , તે તેરૂપ જ થાય .

જે સદ્‌ગુરુબાલક છે અર્થાત્ જે ગુરુમુખી જ્ઞાની છે , તે તે. બોલતા પુરુષને — પ્રત્યક્ષ રામને વિશ્વવિહાર કરતા ઓળખી લે છે અને જે એ પ્રમાણે ઓળખીને ગાય છે , તે મુક્તિ અનુભવે છે :—

એક રામ દશરથઘર ડોલે –
દૂજા રામ સકલઘટ બોલે –
તિસરા રામકા સકલ પસારા –
ચોથા રામ સબનમેં ન્યારા !

આપણે પણ આપણા **રામને ઓળખીને શ્રી** સદ્ગુરુ દ્વારા તેમાં લીન થઈએ અને તદર્થે આ **અક્ષયવાણીના ત્રીજા** ગ્રન્થને અર્થાત્ **શ્રી** અખાજીના **સાત વારને** ગાઈએ અને વિચારીએ :–

આ અક્ષયવાણીનો ત્રીજો ગ્રન્થ :–

**३ श्री अखाजीना सात वार** **पृ. १२–१४.**

**કક્કાની** અને **બાર માસની** પેઠે **વાચ્યાર્થમાં સાત વાર** લખ્યા છે, પરન્તુ **લક્ષ્યાર્થમાં વૈરાગ્ય** અને **જ્ઞાનભક્તિ** દ્વારા પરમાત્મસાક્ષાત્કારના **સ્વાનુભવનો** જ **હેત્વર્થ** છે; અને તેથી જ પ્રારંભ **ગુરુવારથી** અને સદ્ગુરુસેવા કરવાના ઉપદેશથી થાય છે.

**આ વાર** = અત્યઘડી ; હમણાં જ. Instantly.

**ઓઠ હાથમાં** = સાડા ત્રણ હાથના આ શરીરમાં.

સેહે મસ ધાતના દેહે શું લાગો ટાળે તેહ ?! વગેરે =

આ પંચભૂતનું શરીર સાત ધાતુઓનું બનેલું છે :– રસ, રુધિર, માંસ, મેદ, મજ્જા, અસ્થિ, અને વીર્ય એ સાત દેહની ઘટક ધાતુઓ ગણાય છે.

**શ્રી** અખાજી કહે છે :–

આ **સસ ધાતુઓના** દેહને વારંવારનો જન્મમૃત્યુનો **લાગો** એટલે સંબન્ધ વળગ્યો છે, તે **શી** રીતે ટળે? તેનો ઉપાય

**શ્રી હરિરૂપ** સન્ત – સદ્‌ગુરુને ચરણે વન્દન કરીને પૂછો કે જેથી **અબઘડી જ આત્મા ઓળખાય**.

**શુક્ર** = વીર્ય.

**શુક્ર પિતાનું દિવસ** સકલનું વગેરે = જો મનુષ્યશરીર ધારણ કરીને **શ્રી હરિને** ઓળખ્યા નહીં, તો પ્રજોત્પત્તિ કરવાનો **પિતાનો** શ્રમ વ્યર્થ જ થયો છે એમ જાણવું.

**શિવ વિરિંચ્યાદિક** = શિવબ્રહ્માદિક.

ધૂમ્રમાર્ગ અને **અર્ચિસ્** માર્ગ = વેદોના ચૌદ કાણ્ડ છે, અને તેમા તેર કાણ્ડ કર્મકાણ્ડ તથા ઉપાસનાઓના છે; ચૌદમો કાણ્ડ – બૃહદારણ્યક ઉપનિષદ્‌ના શતપથ બ્રાહ્મણનો – **જ્ઞાન** કાણ્ડ છે, અને તે અર્ચિસ્ માર્ગ કહેવાય છે.

"આર્ચ" છપાયુ છે તે અર્ચિ વાચી લેવાનુ છે.

**દિસે સઘળે દિવેશ** = सर्वं खल्विदं ब्रह्म એવો વેદવચનમા કહેલો સ્વાનુભવ થાય.

ચાર વેદોના ચાર મહાવાકયો આ પ્રમાણે છે:–

સામવેદ – ॥ तत्त्वमसि ॥ = તે તું છે.

યજુર્વેદ – ॥ अहं ब्रह्मास्मि ॥ – હું બ્રહ્મ છું.

ऋग्वेद – ॥ प्रज्ञानमानन्दं ब्रह्म ॥ બ્રહ્મ પ્રજ્ઞાનરૂપ અને આનન્દરૂપ છે.

अथर्ववेद – ॥ सर्वं खल्विदं ब्रह्म = આ બધું બ્રહ્મ છે.

પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પામના, [illegible]
[illegible] અને અન્ય અભ્યાસ હોવાથી જ કેવની – ગીતની [illegible]

હતી – દેહને દમવાથી શાન્તિની અપેક્ષાએ પિંડને કષ્ટ દેતો હતો ! તે હવે ચડેલુ મન = તે નાદે લાગેલું મન ઉતરી ગયું કેમકે શ્રી સદ્‌ગુરુદ્વારા પ્રચંડ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ.

દસ, બાર અષ્ટ, એકથી અળગા = ચોવીસ તત્ત્વો અને પચ્ચીસમી પ્રકૃતિ, તેથી અલગ તે પુરુષ = બ્રહ્મ.

निस्त्रैगुण्यो भवार्जुन । એ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના વચનાનુસાર સત્ત્વ, રજસ્ અને તમસ એ ત્રણ ગુણોના આવરણરૂપી અંધકારથી જીવાત્મા નિવૃત્ત થયો.

આ પ્રમાણે આ સાત વારનું જ્ઞાન સર્વ કોઈ પામો અને બ્રહ્મવિચાર આણો. વસ્તુ = બ્રહ્મ.

આ સાતે વાર ઉપરાન્ત, આઠમા અનુભવરૂપી અંકુરની સૌથી વધારે અગત્ય છે, કેમકે તેણે જ એટલે અનુભવ વડે જ એવા પરમ પદની પ્રાપ્તિ થાય છે, કે જે ભૂમિકા ઉપરથી, શ્રી અખાજી કહે છે તેમ :–

જ્યાંહાં રહી જોતાં જગત ને દીસે. સ્વે સર્વ ગગનાકાર;<br>
સચ્ચિદાનન્દ સમરસ સાગરમાં, લ્હેરી અખો અવતાર.<br>
આ વાર ઓળખો રે આ-આ તમ માંહે.

આગે તુરિયાતીત અવસ્થાનો સ્વરૂપાનુભવ થાય છે. આ અનુભવ અબાધિતપણે – નિત્યનિરન્તર બન્યો જ રહેવો, એ જીવનમુક્ત મહાપુરુષનુ સ્વયંસિદ્ધ – સ્વાભાવિક જ લક્ષણ છે. શ્રી અખાજીના તત્ત્વજ્ઞાનાનુભવને અને તેની ભૂમિકાને સમજવાને સાથેનુ સપ્તભૂમિકાદર્શક પરિશિષ્ટ પણ ઉપયોગી છે; કેમકે સાત વાર એટલે જ સાધક જીવાત્માનુ સપ્ત જ્ઞાનભૂમિકાનુ ક્રમિક ઉર્ધ્વારોહણ. જુવો :– પરિશિષ્ટ ૨; પૃ. २६२ – २६३;

આ ઉપરથી તેમ જ મથાળે મૂકેલી **શ્રી અખાજીની સાખી**ઓ તેમ જ બીજી વાણી ઉપરથી પ્રતીત થાય છે કે તુર્યાતીત અવસ્થાના અનુભવમાંથી જ પોતાની વાણી **સ્વભાવતઃ** પ્રગટની છે **આ** દશામાં જગતનું અસ્તિત્વ જ અનુભવાતું **નથી**.

**શ્રી** યોગવાસિષ્ઠ, શ્રી અવધૂતગીતા, અને વેદોની શ્રુતિઓમાં અજાતવાદ અથવા **પ્રૌઢીવાદ**માં આ દૃષ્ટિસૃષ્ટિવાદ જ કહેલો છે

મુક્ત પુરુષના સ્વાનુભવે કરીને જ **આ** સિદ્ધાન્ત સમજાય છે **વૃત્તિવિલય** અને **મનોનાશ** દ્વારા સ્વરૂપસ્થિતિ જ્યારે અનુભવાય, ત્યારે તેના લક્ષણ તરીકે જ આ અજાતવાદ અથવા **પ્રૌઢીવાદ પ્રત્યક્ષ અનુભવાય છે**

न त्वं नाहं जगन्नेदं सर्वमात्मैव केवलम्

એવો **અપરોક્ષ** અનુભવ **સિદ્ધ** કરનારને જ આ **અ**જાતવાદનો **અ**ંતિમ સિદ્ધાંત સહજ ગમ્ય થાય છે, અને, તુર્યાવસ્થાનો એટલે **સાતમી** ભૂમિકાનો અથવા તેથી પણ પર તુર્યાતીત અવસ્થાનો **આ** સ્વાનુભવ છે

અહીં તો જગત્ જેવું કાંઈ સ્વપ્નમાં પણ સંભવતું જ **નથી**. 'માયા' જેવું કશું **વસ્તુતાએ** વિદ્યમાન જ નથી આ વેદવચન –

सर्वं खल्विदं ब्रह्म । नेह नानास्ति किंचन ॥

જગત્' **નહીં**, માયા' **નહીં**, **તો** 'ઽહં' – ?

પરન્તુ, 'જગત **નહીં**, **એ** દૃષ્ટિ – **એ સ્થિતિ** – **એ** નિર્વિકલ્પતામાંથી **સ્વરૂપસ્થ પુરુષબ્રહ્મ** જ્યારે જગત 'ઉત્થાન' પામે છે, ત્યારે આ બ્રહ્મચૈતન્ય જ તેને જગત્રૂપે દૃષ્ટિગોચર થાય **છે – ભાસે છે**, વસ્તુતાએ **છે નહીં**, **છતાં**, **અવિદ્યાને લીધે**, **આભાસ માત્ર – મિથ્યા પ્રતીતિરૂપે** અનુભવાય છે – **માયા** રૂપે. **જુઓ પરિશિષ્ટ (૨).**

હતી – દેહને દમવાથી શાન્તિની અપેક્ષાએ પિંડને કષ્ટ દેતો હતો ! તે હવે ચોટેલુ મન = તે નાદે લાગેલુ મન ઊતરી ગયું કેમકે **શ્રી સદ્‌ગુરુદ્વારા પ્રચંડ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ.**

દસ, બાર, આઠ, **એકથી અળગો** = ચોવીસ તત્ત્વો અને **પચ્ચીસમી પ્રકૃતિ**, તેથી અલગ તે પુરુષ = બ્રહ્મ.

निस्त्रैगुण्यो भवार्जुन। એ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના** વચનાનુસાર સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોના આવરણરૂપી અધિકારથી આત્મા **નિવૃત્ત** થયો.

આ પ્રમાણે **આ સાત વારનુ જ્ઞાન** સર્વ કોઈ પામો અને બ્રહ્મવિચાર આણો. **વસ્તુ** = બ્રહ્મ.

આ સાતે વાર ઉપરાન્ત, **આઠમા અનુભવરૂપી** અંકુરની સૌથી વધારે અગત્ય છે, કેમકે **તેણે** જ એટલે **અનુભવ વડે** જ એવા **પરમ પદની** પ્રાપ્તિ થાય છે, કે જે ભૂમિકા ઉપરથી, **શ્રી અખાજી** કહે છે તેમ :-

**જ્યાંહાં રહી જોતાં જગત ન દીસે. સ્વે સર્વ ગગનાકાર;**
**સચ્ચિદાનન્દ સમરસ સાગરમાં, લહેરી અખો અવતાર.**
**આ વાર ઓળખો રે આત્મા તમ માંહે.**

આવો **તુરિયાતીત અવસ્થાનો** સ્વરૂપાનુભવ થાય છે. આ **અનુભવ અબાધિતપણે – નિત્યનિરન્તર** બન્યો જ રહેવો, એ **જીવનમુક્ત મહાપુરુષનુ** સ્વયંસિદ્ધ – સ્વાભાવિક જ લક્ષણ છે. **શ્રી અખાજીના** તત્ત્વજ્ઞાનાનુભવને અને તેની ભૂમિકાને સમજવાને સાથેનુ **સપ્તભૂમિકાદર્શક પરિશિષ્ટ** પણ ઉપયોગી છે; કેમકે **સાત વાર** એટલે જ સાધક જીવાત્માનુ **સપ્ત જ્ઞાનભૂમિકાનુ ક્રમિક ઊર્ધ્વારોહણ**. જુઓ.– પરિશિષ્ટ ૨; પૃ. ૨૬૨ – ૨૬૩.

આ ઉપરથી તેમ જ મથાળે મૂ ની **શ્રી** અખાની સાખીઓ તેમ જ બીજી **વાણી** ઉપરથી પ્રતીત થાય છે કે તુર્યાતીત અવસ્થાના **અનુભવમાંથી** જ **પોતાની** વાણી **સ્વભાવતઃ** પ્રગટની છે **આ** દશામાં જગતનું અસ્તિત્વ જ અનુભવાતું **નથી**.

**શ્રી** યોગવાસિષ્ઠ શ્રી અવધૂતગીતા, અને વેદોની શ્રુતિઓમાં અજાતવાદ અથવા **પ્રૌઢીવાદ**માં આ દૃષ્ટિસૃષ્ટિવાદ જ રહેલો છે

મુક્ત પુરુષના સ્વાનુભવે કરીને જ **આ** સિદ્ધાન્તમય તથ્ય છે **વૃત્તિવિલય** અને **મનોનાશ** દ્વારા સ્વરૂપસ્થિતિ જ્યારે અનુભવાય, ત્યારે તેના લક્ષણ તરીકે જ આ અજાતવાદ અથવા **પ્રૌઢીવાદ** પ્રત્યક્ષ **અનુભવાય** છે

**न त्वं नाहं जगन्नेदं सर्वमात्मैव केवलम्**

એવો **અપરોક્ષ** અનુભવ **સિદ્ધ** કરનારને જ આ **અજાતવાદનો** અંતિમ સિદ્ધાંત અહીં જ ગમ્ય થાય છે એમ, તુર્યાવસ્થાના એટલે **સાતમી** ભૂમિકાનો અથવા તેથી પણ પર તુર્યાતીત અવસ્થાનો **આ** સ્વાનુભવ છે

અહીં તો જગત્ જેવું કાંઈ કાળમાં પણ સંભવતું જ **નથી**. 'માયા' જેવું કશું **વસ્તુતાએ** વિદ્યમાન જ નથી **આ વે** વચન –

**सर्वं खल्विदं ब्रह्म । नेह नानास्ति किंचन ॥**

'જગત **નહીં**, માયા' નહીં, **તો** પછી –?

પરન્તુ, 'જગત **નહીં**, એ દૃષ્ટિ – એ **સ્થિતિ** – એ **નિર્વિકલ્પ**માંથી **સ્વરૂપસ્થ પુરુષબ્રહ્મ** જ્યારે જગત્ ઉત્થાન પામે છે, ત્યારે આ બ્રહ્મચૈતન્ય જ તેને જગત્‌રૂપે દૃષ્ટિગોચર થાય છે – ભાસે છે, વસ્તુતાએ છે **નહીં**, **છતાં**, **અવિદ્યાને લીધે**, **આભાસ માત્ર – મિથ્યા પ્રતીતિરૂપે** અનુભવાય છે – **માયા રૂપે**.

**જુવો પરિશિષ્ટ (૨)**.

॥ ॐ सद्गुरु ॥



જ્યાં રહી જોતાં જગત ન દીસે , દીસે સર્વ ગગનાકાર ,
સચ્ચિદાનંદ સમરસ સાગરમાં લહેરી ઊઠે અવતાર .
આ વાર ઓળખો રે આત્મા તમ માંહે .

## ॥ सप्त भूमिका ॥

ज्ञानयोग
हकीकत

॥ ॐ ॥

अनादि अनन्त अद्वैत ब्रह्म
अजातवाद – मोक्षवाद
ब्रह्मरूप – जीवन्मुक्त

તુર્યાતીત –
નિર્વિકલ્પતા – શાન્તિ

केवलाद्वैत – मायावाद
ब्रह्म विवर्तवाद

शुद्धाद्वैत
परिणामवाद

સમાધિ
તુરિય
( ૭ )

( ૬ )
પદાર્થાભાવિની

विशिष्टाद्वैत
अविकृत परिणामवाद

( ५ )
અસંસક્તિ

भक्तियोग

( ૪ )
સત્ત્વાપત્તિ

तरीकत



( ३ )
તનુમાનસા
( २ )
વિચારણા
( १ )
શુભેચ્છા
कर्मयोग
शरीअत
द्वैतवाद
प्रकृतिवाद
अणुपरमाणुवाद
पदार्थवाद
विज्ञानवाद
अभ्यास
वैराग्य
षड्साधन संपत्ति
मुमुक्षुता
सन्तसमागम
श्रवण
मनन
निदिध्यासन
શમ દમ ઉપરતિ તિતિક્ષા શ્રદ્ધા સમાધાન
મૂઢ ચિત્ત
ક્ષિપ્ત ચિત્ત
વિક્ષિપ્ત ચિત્ત
એકાગ્ર ચિત્ત
નિરુદ્ધ ચિત્ત
પામર
જિજ્ઞાસુ
મુક્ત
વિશેષ માટે જુઓ - શ્રી યોગવાસિષ્ઠ,
તથા શ્રી અનાથનાથજીની વિચારમાળા.
શ્રી સાગરાશ્રમ,
ચિનાલ, ઈ. સ. ૧૯૧૬.
ॐ सागर ॐ ॥

ભગવાન્ વ્યાસજી . ભગવાન્ શંકરાચાર્યજી વગેરેનો આવો અભિપ્રાય છે . ને केवलाद्वैत – विवर्तवाद અથવા માયાવાદના નામથી પ્રચલિત છે .

**અજાતવાદ** અને **કેવલાદ્વૈતવાદ** બન્ને વચ્ચે ખાસ મહત્તાની ભિન્નતા નથી , કેમકે , પહેલામા

જગત્ અથવા માયા છે જ નહીં , એમ **સ્વાનુભવ** કહે છે અને બીજામા

જગત્ અથવા માયા **જીવની અવિદ્યાએ કરીને** છે , પણ , **વસ્તુતાએ કેવળ** જ **મિથ્યા** છે , એમ **સ્વાનુભવ** કહે છે .

**શ્રી અખાજીએ** આ બન્ને સિદ્ધાંતોને ખૂબ વિસ્તાર કરીને વારંવાર સ્પષ્ટ કર્યો છે .

સ્વામી શ્રી વિવેકાનન્દજીના **જ્ઞાનયોગનો** અભ્યાસ કરનાર જોશે , કે **સ્વામી શ્રી**એ બીજા સર્વ આચાર્યોને તેમ જ સર્વ ધર્મોને યથોચિત માન આપીને આ **અજાતવાદનુ** જ **પ્રતિપાદન** કર્યું છે .

**સ્વરૂપ સર્વદા અવિકારી** જ રહે છે , પણ , **બ્રહ્મની** જ **સત્તા – તેની** જ **શક્તિથી** , **જીવ** અને **જગત્** બન્ને સર્વદા **ઉત્પત્તિ , લય – વૃદ્ધિ** અને **હ્રાસ** પામ્યા કરે છે :

જેમ **બ્રહ્મ અવિનાશી** છે , તેમ **તેની** આ **શક્તિ – શ્રી હરિની માયા** પણ **વિકારી છતાં , પ્રવાહરૂપે અવિનાશી** છે .

આ विशिष्टाद्वैत અથવા अविकृत परिणामवाद કહેવાય છે અને ભગવાન્ **શ્રી** રામાનુજાચાર્યજીનો અભિપ્રાય આ પ્રકારનો છે . ( જુવો પરિશિષ્ટ ૨ . )

ભગવાન્ શ્રીમદ્ વલ્લભાચાર્યજી અથવા મહાપ્રભુજીનો **સિદ્ધાંત** એવો છે, કે આ જગત્ **બ્રહ્મનું** જ પરિણામ છે તે એવી રીતે કે **બીજમાંથી વૃક્ષ અને દૂધમાંથી દહીંની પેઠે – વૃદ્ધિ સંકોચ** (ઇવોલ્યુશન્ – ઇન્વોલ્યુશન્)ના નિયમાનુસાર **આવિર્ભાવ – તિરોભાવને લઇને બ્રહ્મ જ જગદ્ભાવને પામ્યું** છે અને **લય સમયે, તે જ બ્રહ્મભાવને પામે છે.**

આ સિદ્ધાંત શુદ્ધાદ્વૈત અથવા પરિણામવાદ કહેવાય છે. જુવો પરિશિષ્ટ ૨.

આ વિના **અણુપરમાણુવાદ – પદાર્થવાદ – વિજ્ઞાનવાદ –** દ્વૈતવાદ વગેરે સર્વ પ્રકૃતિવાદોનુ ખંડન અને **એક અનંતાદ્વૈતનુ** જ પ્રતિપાદન શ્રી **અખાજીની** વાણીમા સ્થળે સ્થળે આવે છે.

**શ્રી અખાજીના** જુદા જુદા ગુજરાતી અને હીન્દી ભજનો ઉપરથી એક મહત્વની બલ્કે ખાસ મુદ્દાની બાબત એ દેખાઇ આવે છે કે **અજાતવાદ** અથવા **પ્રૌઢીવાદ શ્રી અખાજીની** વાણીનુ મૂલભૂત તત્ત્વ છે – એ જ **તેઓ** શ્રીનો **સિદ્ધસિદ્ધાંત છે,** છતા, **વિવર્તવાદને** એટલે **કેવલાદ્વૈતના શાંકર મતને સમરૂપ** સિદ્ધાંતપ્રતિપાદન તેમની વાણીમા અગ્રપદે આવે છે. આ ગ્રન્થમાના **હિન્દી પંજાબી** ઝુલણા, **મારવાડી હિન્દી** જકડી અને ગુજરાતી પ્રભાતિયાનો **સ્નેહથી** અભ્યાસ કરનાર એ પણ અવશ્ય જ જોઇ શકશે કે **શુદ્ધાદ્વૈત** અથવા **પરિણામવાદને** તેમ જ **વિશિષ્ટાદ્વૈત** અથવા **અવિકૃત પરિણામવાદને સમરૂપ** પ્રવાહ પણ શ્રી **અખાજીમાથી** વહે છે અને **તુરિયાતીત** અવસ્થાના **સ્વાનુભવી** સંતજી દ્વારા જ્યારે **સ્વભાવત જ** વાક્પ્રવાહધારા વહે, ત્યારે તો સર્વપ્રકારે સર્વદેશીયતા એમા ઓતપ્રોત હોય એ દેખીતુ જ છે. કિં બહુના?

હવે, **શ્રી અખાજીના** બીજાં થોડાક **ભજનો** જોઇશું :–

### ગુજરાતી ભજનો પૃ. ૧૫ થી ૭૨.

१. जाणवुं थयुं रे – पृ. १७ २. आप जाणीने रे पृ. १८

**બન્ને ભજનો મહાપદની સ્થિતિમાંથી લખાયલાં સ્પષ્ટ છે.**

માત્ર જાણવું એ **ખરૂં** જાણવું **નથી**. જાણ્યું, પણ માણ્યું નહીં, એ જાણ્યું જ **નથી**. આજ સુધી એવું જે જે જાણ્યું તે તો માત્ર **જ્ઞાન** = નુકસાન જ છે. માત્ર જાણવાથી – મગજમાં જ્ઞાનનો ભાર લાદવાથી અપૂર્ણતા જતી નથી, કેમકે, **આત્માના અનુભવ**-પ્રદેશમાં પંડિતપણું ચાલતું **નથી**.

**મુક્તિને માને રે = માને = માપે.** અમુક પ્રકારની, અમુક લક્ષણોવાળી, અમુક સિદ્ધિશક્તિઓવાળી, એવી મુક્તિની અમુક સ્થિતિની લક્ષણા બાંધીને પછી શોધવા જાય; તેથી પરિણામ એ આવે, કે કોઈ પણ સ્થાને **શ્રદ્ધા** કે **વિશ્વાસ** ઉત્પન્ન થાય **નહીં**.

પોતે 'જાણે છે', એવું માનનારાઓ જીર્ણ થઈ જાય છે, કેમકે, સત્ વસ્તુને **નહીં**, પણ માત્ર **તેના પ્રતિબિમ્બને જ** જોઈને તેઓ મોહ પામે છે – **ખરો સ્વાનુભવ** – સત્ વસ્તુનું પૂર્ણ દર્શન રહી જ જાય છે!

દેહાધ્યાસ દૂર કરીને, **મનોનાશ** અને **વાસનાલય** દ્વારા એવા **અદ્વૈતપદના સ્વાનુભવી** થવું, કે જ્યાં દેશ, કાળ, સ્થિતિ અને લિંગભેદ છે જ નહીં, તેમ જ સ્વામીસેવકનો **ભેદ** પણ **નથી**.

**આપ જાણીને રે** = જીવના હુંપણાને જાણીને, તેનો – વ્યક્તિના ન્હાના "હું" નો **અપરિમિત** હુંમાં પૂરેપૂરો વિલય કરવો, એ **બ્રાહ્મીદશાનું** લક્ષણ છે. જે મૂળ સ્થિતિમાંથી જીવાત્મા વ્યક્ત થયો છે, તે મૂળ અવ્યક્ત સ્થિતિના સ્વાનુભવ માટે કારણ શરીરનો – લિંગદેહનો પૂરેપૂરો વિલય થવો જોઈએ.

વણબોલ્યું રે સર્વે બોલિયું રે = સરખાવો શ્રીમદ્ ભગવદ્ગીતાની કર્મમાં અકર્મની તત્ત્વદૃષ્ટિ.

વાચારંભણ = વાણીમાં કહેવા માત્ર; માત્ર વાણીવડે જ જેનો આરંભ થયો છે તેવું.

३. आ तो नित्यविहारी ग्वेले वसन्त ! पृ. १९

નિત્યવિહારી = અનાદિ અનન્ત બ્રહ્મ = The Eternal Infinite.

વિજે = વિજય..

બ્રહ્માદિક માયા જોઉં ત્યાં = નિસ્ત્રૈગુણ્યની સ્થિતિનું - ત્રિગુણાતીત દશાનું નિવેદન છે. સરખાવો :—

त्रैगुण्या विषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ॥ श्री भ. गी.

સ્વે સમરસ થયા રે વગેરે = આ સ્થિતિ સમજવા માટે સરખાવો :—

गगनसमप्रो भावित पूतः प्रलपति तत्त्व परमवधूतः । અને,
शून्यागारे तिष्ठति नग्नो शुद्ध निरंजन समरसमग्नः । તથા,
सहजो विरजः कथमिह योगी शुद्ध निरंजन समरसभोगी ।
વળી, एवं कथमिह सारविसार समरसतत्त्व गगनाकारः ॥
श्री अवधूतगीता.

४. अमे रे वैद्य अगम देशना पृ. २०

પડળ = અજ્ઞાનાવરણ – અજ્ઞાનનો પડદો.

સુરત = સુરતા = લક્ષ્ય = લખ – સગુણ બ્રહ્મ.

નૂરત = પ્રકાશ = જ્યોતિ = અલખ = નિર્ગુણ બ્રહ્મ.

પડદા તે બાંધુ પ્રેમના = સરખાવો :–

સાંઈ ન ચાહે ચાતુરી, રૂપ, વરણ, કુલ, જાત;
ભાવ ભરૂંસા દેખ, અખા! તબ પિયુ પ્રગટે આય.

સાત પડળ કાઢું સામટાં = જુવો સપ્તભૂમિકાનું પારશિષ્ટ ૨.

પ. सन्तो! आवोजी देश ह्मारडे पृ. २१

હમારો દેશ = સંતોનો દેશ સરખાવો :–

*The Native place of the Soul is in the Spiritual World.* **E. Swedenborg.**

જીવાત્માની જન્મભૂમિ આધ્યાત્મિક વિશ્વમાં છે.
ઈમેન્યુઅલ સ્વીડનબૉર્ગ.

આ પદ્ધતિએ ઉકેલવાથી, શ્રી અખાજીના બધાં ભજનો સ્પષ્ટ થશે.

## श्री अखाजीनी जकडी तथा झूलणा

### पृ. ८१ थी पृ. १६२

### जकडी

પ્રીતિનું - ભક્તિનું બંધન – પ્રેમયોગ – ભક્તિયોગ પરમાત્મા સાથેના પ્રેમયોગનું વિલક્ષણ ચિત્ર આ કાવ્યોમાં રજૂ થાય છે. વિસ્તારભયથી ટીકા લખવાનું બનતું નથી, પરન્તુ, અભ્યાસીને એટલી સૂચના ઉપયોગી થશે કે આ જકડીમા રસારૂપ ભૂમાબ્રહ્મનું અદ્‌ભુત નિરૂપણ છે. પરિશિષ્ટ ૩ જોવાથી આ કાવ્યોમાં દેખાતી કઠિનતા દૂર થશે. મીતા, ઢોલન, સાંઈ, પ્રીતમ, લાલન, નાવ, સાજન, શાહ, સુરિજન, સાથી અને મહારાજ વગેરે શબ્દો પરમાત્મા માટે – ભૂમાસ્વરૂપ માટે

વપરાયા છે. જાત, સફાત, વહદત, બાતિન વગેરે શબ્દો આત્માની અવસ્થાસૂચક છે અને આ ઝૂલણાની ટીકામાં એનું સ્પષ્ટીકરણ છે.

શ્રી અખાજીના ઝૂલણા: – આને 'ઝૂલણા' એવું નામ દરેક હસ્તલિખિત પ્રતમાં આપવામાં આવ્યું છે – જો કે ઝૂલણાને એટલે પ્રભાતના ઢાળને આની સાથે મળતાપણું નથી.

આ ઝૂલણા ઉર્દૂ – હિન્દી – પંજાબી એવી મિશ્ર ભાષામાં છે. વેદાન્ત અને સૂફી ઈશ્કની એકવાક્યતા એમાં બહુ સ્પષ્ટ છે. શ્રી અખાજી દ્વારા આવું સૂફીશાહી સાહિત્ય શી રીતે ઉદ્ભવ પામ્યું એ પણ એલાગક જાણવા જેવું છે.

પોતે સદ્ગુરુ સ્વામી શ્રી બ્રહ્માનન્દજી પાસેથી વેદાન્તશાસ્ત્રનું શ્રવણ અને અધ્યયન કર્યું, એ વગેરે ઇતિહાસ શ્રી અખાજી વિષેનાં આજ સુધીનાં પ્રસિદ્ધ લખાણો ઉપરથી જાણીતો છે.

તત્પશ્ચાત્ પોતે શ્રી કાશીપુરીમાં જ નિવાસ કરતા હતા; જે જે વેદાન્તશાસ્ત્રોનું શ્રવણ અને અધ્યયન પોતે કરેલું તેને જ સમરૂપ કવન, ગ્રન્થગુન્થન અને ભજનકીર્તન પોતે શ્રી મુક્તિપુરીમાં જ વસીને કરતા હતા.

આવી રીતે શ્રી કાશીપુરીમાં મણિકર્ણિકાને ઘાટે નિવાસ કરતા મહાત્મા શ્રી અખાજીની સેવામાં અને તેમના પરિચયમાં ઘણા ભગવદ્જનો, ઘણા સન્ત પુરુષો અને ઘણા હરિજનો આવતા હતા અને તેમના ગ્રન્થોનું ભક્તિભાવપૂર્વક શ્રવણ અને અધ્યયન કરતા હતા.

કહે છે કે, શ્રી કાશીપુરીના તે સમયના બ્રાહ્મણ પંડિતોને તેમ જ તત્રસ્થ દણ્ડધારી સંન્યાસીઓને શ્રી અખાજીની વેદવ્યાસને સમરૂપ કૃતિઓ તથા તેમની આ ખ્યાતિ અને તેમનું આ વર્ચસ્વ અશાસ્ત્રીય લાગ્યાં; કેમકે, તેઓ દેહે કરીને સોની અને તેથી – 'શૂદ્ર' – અને, શૂદ્રને હાથે વેદાન્તશાસ્ત્ર રચાય તો, તેમના મત પ્રમાણે, સનાતન ધર્મની પુરાણી પ્રણાલિકાનો નાશ થાય અને તેથી શ્રી કાશીપુરીના કેટલાક અતિ આગ્રહી બ્રાહ્મણ પંડિતોએ તથા દણ્ડી સંન્યાસીઓએ મળીને શ્રી અખાજીના કેટલાક હસ્તલિખિત ગ્રન્થો ગંગાજીમાં ડૂબાડી દીધા! પરિણામે, તેમણે શ્રી કાશીપુરી તજી દીધું.

**શ્રી** કાશીપુરીના **પંડિતવર્ગે** અને **સંન્યાસીવર્ગે શ્રી અખાજીની** સાથે આવું વૈમનસ્ય ધારણ કર્યું, ત્યારે બીજો એક વર્ગ એવો પન ત્યાં હતો કે જે **શ્રી અખાજીને મહાત્મા – ગુરુ અથવા આચાર્યરૂપે** માનીને પૂજતો હતો. આ વર્ગ તે **પંજાબી – મારવાડી** મુમુક્ષુ હરિજનોનો હતો. આ **પંજાબીઓ શ્રી અખાજીને સન્માનપૂર્વક** પોતાના **દેશમાં** તેડી ગયેલા અને ત્યાંના હરિજનોની વચ્ચેના વસવાટ દરમ્યાન **પોતે** આવી **હિન્દી – પંજાબી – ઉર્દૂ** મિશ્રિત ભાષામાં **પોતાનો પરમાત્માનો** સાક્ષાત્કાર વ્યક્ત કર્યો છે. આ ઝૂલણાની **સૂફીશાહી** ઇબારત તેનું જ પરિણામ છે. વિશેષ માટે જુવો : – **પરિશિષ્ટ ૩.**

**દેખો ચમડે કેરી પૂતલી** વગેરે = જુવો કે આ માનવ શરીરરૂપી ચામડાની પૂતળીએ પોતાની જ સંકલ્પસૃષ્ટિ વડે કેવું કેવું કલ્પનાત્મક વિશ્વ રચીને કેવી કેવી રમત માંડી છે!

**મીને** = એટલે; તથા; કે. (પંજાબી.)

**કાતકા કીના** = શેનું કર્યું? (પંજાબી.)

**આબ, આતશ, ખાક, વાયુ** = પાણી, અગ્નિ, પૃથ્વી અને વાયુ એ ચાર **તત્ત્વ.**

**એન** = **એન** અને **ગૈન** એ બે અક્ષરોમાં માત્ર એક ટપકાનો જ ફરક છે. "અહં"નું જરા પણ

**ગૈન** =| સ્ફુરણ જેમાં નથી, એવું શુદ્ધ નિર્વિકલ્પ,
**ઘેન** =| નિરુપાધિક બ્રહ્મ તે **એન**; "અહં"ની ઉપાધિ વડે થયેલું સ્વરૂપ દર્શાવવાને **ગૈન** વપરાય છે. જુવો આ ગ્રન્થમાં પૃ. ૧૯૩ તથા પૃ. ૧૯૯. "**અબધૂ! ઐસે ગૈન ગંવાયા" તથા "ગૈન ગયા! એન મૂજયા!"**

**ગૈર** = બીજું તે; નહીં તે, અસત્ તે, જૂઠું. (*Without*).

**સાફ નઝર** = બ્રહ્મદૃષ્ટિ. **ગાંઈ** = પરમાત્મા.

**પતિહારા** = પ્રતીતિ, ભરમો. પવન અને અગ્નિ જેના

બન્યાં છે ? શુદ્ધ બ્રહ્મસ્વરૂપનો સ્વાનુભવ ચાહો તો એ શોધી કહાડો – અરે – જીવની દષ્ટિએ તો બધું જ અવળું દેખાય છે – અસત્ દેખાય છે ; પણ શુદ્ધ બ્રાહ્મી દષ્ટિને તો બધું જ પરમાત્મા છે. ઓ અખા! પંડિતને શું પૂછવું છે ? પોતાને પોતાના સ્વરૂપની સ્વાત્મપ્રતીતિ થઈ. ( ૪. )

આલિમ = જ્ઞાની ; પંડિત ; ' ઇલ્મ ' ઉપરથી – અરબ્બી.
ઓલા = બરફનો કરો.

અવજૂદ = વજૂદ = વઝૂદ = વાજિબ્ – ઉલ્ – વુઝૂદ = હસ્તિ એ મુતલક = અદશ્ય – આન્તર – સૂક્ષ્મ તત્ત્વરૂપ – ચૈતન્યરૂપ ; *The Real Existence ; The Invisible ; The Realm Within*.

મૌજૂદ = પ્રત્યક્ષ ; હાજર ; દશ્ય ; સ્થૂલ , *The Visible ; The External*. જેણે અદશ્ય ચૈતન્યતત્ત્વનું પ્રત્યક્ષ દર્શન કર્યું છે અર્થાત્ –ગુણ માત્રમાં જેણે નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો છે , તે શું પૂર્વને નમે ? કે પશ્ચિમને નમે ? ( ૬. )

હક = સત્ ; બ્રહ્મ ; અલખ ; *The Absolute Realty – The Eternal Truth*.

કાલબૂત = શરીર ; માટીનું પૂતળું ; મૂર્તિ.

મન પાયા જિનું મૌલેકા = જેણે પરમાત્માનું મન જાણ્યું – અર્થાત્ જે પરમાત્મામા પૂરેપૂરો ભળી ગયો. ( ૧૦. )

શરીઅતકી હેડ હૈ હીરૂંકી = કર્મકાણ્ડના બંધનો હીરામાણેકની બેડી સમાન છે. શરીઅત = જુઓ પરિશિષ્ટ – ૩

હવાહીરસ = ઇન્દ્રિયજન્ય સુખની ઇચ્છા ; વૈભવની ઇચ્છા ઉપભોગની લાલસા ; આવું જેનામાં છે તેને પગે કર્મરૂપી – પુણ્યપાપ ઉભય કર્મરૂપી હીરામાણેકની બેડી બંધાય છે. ( ૧૨. )

॥ ॐ सद्गुरु ॥ परिशिष्ट ( ३ ).

[ શ્રી અખાજીની જકડી , ઝૂલણા તથા હિન્દી ઉર્દૂ વાણીના સ્પષ્ટાર્થ માટે ]

| જીવાત્માનો પ્રવાસ , ક્રમ અને અધિકાર યાને મંઝિલ , પાયરી અને મુકામ | મુમુક્ષુનો માર્ગ . દશા – અવસ્થા અને પ્રદેશ યાને હાલ – હાલાત , દરજ્જે અને મુલ્ક | ભક્તિ , વેદાન્ત અને યોગની પરિભાષામાં સમાનાર્થક સ્પષ્ટીકરણ સરખાવો :– પરિશિષ્ટ ૧ અને પરિશિષ્ટ ૨ |
|---|---|---|
| ૧ મુરિદ , તાલિબ સાધક – મુમુક્ષુ નાસૂત | શરીઅત ફના ફિરશાયે દીવાની હાલ નફસ – મન *Contemplation* | દ્વૈત - कर्म - સૂરતનૂરત દરકોઈ વસ્તુમા સ્વાર્પણ કરવું . સરખાવો :– સગુણ મૂર્તિપૂજા . |
| ૨ પીર – મુર્શિદ દર્વેશ – સિદ્ધ મલકૂત | તરીકત ફના ફિરશેખે પીરાની હાલ કલ્બ – બુદ્ધિ *Meditation* | દ્વૈતાદ્વૈત–યોગ–ત્રિવેણી ગુરુ , મુર્શિદ – પીરમા સર્વસ્વાર્પણ કરવું . સરખાવો :– ગુરુભક્તિ . |

| | | |
|---|---|---|
| ૩ વલી – ઑલિયા<br>સન્ત<br>જમૂત | હકીકત<br>ફના ફિશ્શેખ<br>નૂરાની હાલ<br>દિલ – ચિત્ત<br>*Light* | અદ્વૈત – ભક્તિ<br>ભૅવરગુફા<br>પેગમ્બર અથવા ઈશ્વરાવતારમા સર્વસ્વ સમર્પણ કરવુ.<br>સરખાવો :–<br>ભક્તિયોગ. |
| ૪ કામિલ, આરિફ<br>મહાત્મા<br>લાહૂત | મારિફતો<br>ફના ફિલાહ<br>રૂહાની હાલ<br>રૂહ – અહંકાર<br>*Annihilation* | કેવલાદ્વૈત – જ્ઞાન<br>સુન્નશિખર<br>પરમાત્મામાં દેહાભિમાનનો સંપૂર્ણ વિલય થવો.<br>સરખાવો –<br>જ્ઞાનયોગ. |
| ૫ કુત્બ<br>પૂર્ણ પુરુષ<br>અબધૂત – નકબ ક<br>મહાપદ<br>હાહૂત | વાસિલે હક<br>બકા બિલ્લાહ<br>અનહદ<br>અવાચ્ય – ગૈબ<br>*Absorption*<br>*Perfect Union with God* | અજાત – અનુભવ<br>મહાશૂન્ય<br>પરમાત્મામા અનન્ત કાળ માટે ભળી જવુ.<br>સરખાવો :– નાહમ્નો સ્વાનુભવ – નિર્વાણ<br>જીવન્મુક્તિ<br>ॐ सर्वं खल्विदं ब्रह्म ॥ ॐ ॥ |

હકીકતકા હાસિલ જો હોવે વગેરે = જો બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય, તોજ જીવાત્મા નિર્વાણ પામે. હકીકત, જુવો :- પરિશિષ્ટ ૩. (૧૨.)

સૂડલા = પોપટ – જીવાત્મારૂપી.

નલી = પાંજરૂં – દેહાત્મભાવનારૂપી પિંજર.

કલ = યુક્તિ; કળ; વિધિ.

નફેજ કરણા = વિલય કરવો = *To annihilate one's own self in The Supreme.*

ખાલિક = ખલ્ક = સૃષ્ટિ તે ઉપરથી = સૃષ્ટા = પરમાત્મા.

કુત્બ = ગુરુ; મહાત્મા; વિશેષ માટે જુઓ :- પરિશિષ્ટ ૩.

મરતબા = દરજ્જો; માન; અધિકાર; મોભો.

ટુક ભિ = જરા પણ.

નાહુત = નાહૂત = નાસૂત = જુવો પરિશિષ્ટ ૩.

વહદત = અભેદ; એકતા; અદ્વૈતાનુભવ.

અલહક્ક્ત = અન્ હક્ત = "हु थ कं" એવો અરબ્બી મંત્ર સરખાવો :-एकोऽहं बहुस्याम् ॥ ॥ श्रुतिः ॥

ખુદી = દેહાભિમાન; હુંપણું = ખુદ = પોતે; તે ઉપરથી. *The Individual Ego – The personal self.*

જાત = ઝાત = पुरुषब्रह्म; निर्गुण स्वरूप; तत्त्वनिरंजन; शबलब्रह्म.

સફાત = સિફત = ગુણ, એ ઉપરથી. (અરબ્બી). પ્રકૃતિ; ત્રિગુણી માયા; સોપાધિક બ્રહ્મ; સગુણસ્વરૂપ.

જાહિર = બાહ્ય ; સ્થૂલ ; દૃશ્ય ; પ્રત્યક્ષ *The Visible; The material*.

બાતિન = આન્તર ; આત્મિક ; અદૃશ્ય ; દિવ્ય . *The Invisible; The Spiritual*.

પેડ , પાત = વૃક્ષ , પત્ર = ઝાડ અને પાંદડાં .

**ગાફિલકો ગેર જુવા જુવા** = જે અજ્ઞાની છે તેને તો ભેદ જ દેખાશે અને બધુ અસત્ જ લાગશે .

**ખુદી છોડ સો ખાલી ઘર કિયા** વગેરે = દેહાભિમાન તમામ છોડીને આ દેહરૂપી ઘર ખાલી કર્યું , ત્યારે અખાજી પરમાત્માનું સુખ પામ્યા .

**શાહી સુખ** = શાહ = બાદશાહ = ફકીરો શાહ ગણાય છે – " શાહ " એ એમની પદવી છે . જેમકે :– " महाराज ".

**ઉલટા અમલ કર બેઠા** = આત્માને બદલે ઉલટો દેહનો અભ્યાસ કરી બેઠો ! ગૈબ = અદૃશ્ય ચૈતન્યતત્ત્વ .

હૂબિયત = હૂબ્બ ( અરબ્બી ઉપરથી ) – કુદરતનું કૃપાળુ સ્વરૂપ = પ્રકૃતિનું પ્રેમવિશ્વ .

ખતરા = પડદો = અજ્ઞાનાવરણ ; સંકલ્પવિકલ્પાત્મક ભૂમિકા – *Enveilment ; Fallacy*.

અત-અક્કલ = અનાદિ જ્ઞાન ; પ્રજ્ઞાન ; *The Insight*.

સલૂજ ગયે = સમજણ – સૂઝ પામ્યા ; શાન્તિ પામ્યા .

દિલકે દીદે = આત્મદર્શન – સ્વરૂપસાક્ષાત્કાર .

અર્શ = સગુણની દૃષ્ટિએ જોતાં , સાતમા આસમાન ઉપરનું અલ્લાહનું તખ્ત ; નિર્ગુણની દૃષ્ટિએ જોતાં , સાતમી ભૂમિકાની પારનો દેશ .

**ખલ્કત** = સૃજન = સૃષ્ટિ. **નાહીંસા** = નહીં જેવો; 'છું' છતાં નથી એવો. **ચંગા** = નિર્મલ; અવિકારી.

**સાબ** = સંપૂર્ણ; અખિલ. *The Whole*.

**દૂઈ** = બેપણું; દ્વૈત.

**આલિમ** = જ્ઞાની = પૂર્ણ પુરુષ. 'ઇલ્મ' ઉપરથી.

**બતુલ** = પવિત્રતા; બ્રહ્મનિષ્ઠા.

**નફીકા કરાર** = ઘટમાંથી દેહભાવ પૂરેપૂરો ખાલી કરવાનું વચન; કુરાને શરીફમાં એવું ફર્માન છે કે 'લા ઇલાહ, ઇલ્લલ્લાહ' એ આયાતનું પૂર્વાર્દ્ધ **લા ઇલાહ** જપતી વખતે સાધકે પોતામાંથી તમામ દેહાત્મભાવ **ખાલી** કરવાની ભાવના કરવાની છે – આ **નફીનો કરાર**. એ ખાલી થયેલા ચિત્તમાં '**ઇલ્લલ્લાહ**' એ ઉત્તરાર્દ્ધ જપતી વખતે સાધકે પરમાત્માને અંદર ભરવાની ભાવના કરવાની છે, તેને **અસબાતનો** કરાર કહે છે. **અસબાત** = ભરપૂર.

**સૂઝ હૂર** = સમજણરૂપી અપ્સરા; જ્ઞાનરૂપી સુન્દરી; સરખાવો :– शान्तिश्चिरं गेहिनी. (**શ્રી** ભર્તૃહરિ.)

**જલવા** = પ્રકાશ – જ્યોતિ, જ્ઞાનાનુભવ.

**ચાલ** = ચલણ. **ચૌદહ તબકમેં** = ચૌદ બ્રહ્માંડમાં.

**અલગસા** = અલગ જેવો, પણ, અલગ નહીં.

**આકિલ અપઢ** = જ્ઞાની અજ્ઞાની – ભણેલા અને અભણ.

**ઉલઝણ** = ગૂંચવણ; મુંઝવણ; આડી; મુશ્કેલી.

**પંપોટા** = પરપોટા.

**સીહીર** = ઝરણું, પાણીનું ઝમતું – સેર.

**નીકટે નહીં** = ખૂટે નહીં.

**હાજર નાજર** = પરમાત્મા હાજર છે – સમક્ષ છે અને તે બધુ જુવે છે, એવો મંત્ર - અલ્લાહુ હાઝિરી; અલ્લાહુ નાઝિરી; વગેરે.

**કેતે કતાઈ ?** = કેટલુ અને ક્યાથી ? ( પંજાબી.)

**લુકમાન** = એ નામના એક આરબ તત્ત્વજ્ઞાની થઈ ગયા છે. લુકમાન – અલ્ – હકીમ.

**કરામત** = ચમત્કાર – સિદ્ધિનો જાદુ. **કેહેર** = શાપ; અવકૃપા.

**આપ કારીગર અપણા હૈ !** = પોતે જ પોતાનો સૃષ્ટા છે.

**બીસમા બુખરા** = વીસમો ભાગ. **રજક** = અન્ન.

**રજાક** = અન્ન દેનાર ધણી – પરમાત્મા.

**લાફ** = અસત્; માયા.

**દિલકી મજલ** = આત્માનું ઉર્ધ્વારોહણ જુવો **પરિશિષ્ટ ૩.**

**આર્ફ ફકીર** = જ્ઞાની સંત; પૂર્ણ પુરુષ. જુવો **પરિશિષ્ટ ૩.**

**તાલિબ** = મુમુક્ષુ; સાધક.

**તકબ** = તકબ્ર = કર્મના બંધનો; પરહેજગારીઓ, નિયમો વગેરે.

**દીનકી આહાત તબ પાવે** = આવી અવસ્થા અનુભવાય ત્યારે જ ધર્મ ઉપર હક મળે.

**આરફાન્** = "આરિફ" નું બહુવચન. જુવો પરિશિષ્ટ ૩માં "આરિફ."

**શયકી હોર સાંઈ હુવા** = જડ પદાર્થોને બદલે સર્વત્ર પરમાત્મા જ દેખાયા. 'શય' = જુવો પરિશિષ્ટ ૩ માં 'ફના ફિરશયે'.

ખલ્કત = સૃજન = સૃષ્ટિ. નાહીંસા = નહીં જેવો; 'છું' છતાં નથી એવો. ચંગા = નિર્મલ; અવિકારી.

સાજ = સંપૂર્ણ; અખિલ. *The Whole*.

દૂઈ = બેપણું; દ્વૈત.

આલિમ = જ્ઞાની = પૂર્ણ પુરુષ. 'ઇલ્મ' ઉપરથી.

અહલ = પવિત્રતા, આત્મનિષ્ઠા.

નફીકા કરાર = ઘરમાંથી દેહભાવ પરેપૂરો ખાલી કરવાનું વચન; કુરાને શરીફમાં એવું ફર્માન છે કે 'લા ઈલાહ, ઈલ્લલ્લાહ' એ આયાતનું પૂર્વાર્ધ લા ઈલાહ જપતી વખતે સાધકે પોતામાંથી તમામ દેહાત્મભાવ ખાલી કરવાની ભાવના કરવાની છે – આ નફીનો કરાર. એ ખાલી થયેલા ચિત્તમાં 'ઈલ્લલ્લાહ' એ ઉત્તરાર્ધ જપતી વખતે સાધકે પરમાત્માને અંદર ભરવાની ભાવના કરવાની છે, તેને અસબાતનો કરાર કહે છે. અસબાત = ભરપૂર.

સુઝ હૂર = સમજણરૂપી અપ્સરા; જ્ઞાનરૂપી સુન્દરી; સરખાવો :– શાન્તિશ્ચિરં ગેહિની. (શ્રી ભર્તૃહરિ.)

જલવા = પ્રકાશ – જ્યોતિ, જ્ઞાનાનુભવ.

ચાશ = ચસણુ. ચૌદહ તબકમેં = ચૌદ બ્રહ્માંડમાં.

અલગસા = અલગ જેવો, પણ, અલગ નહીં.

આકિલ અપઢ = જ્ઞાની અજ્ઞાની – ભણેલા અને અભણ.

ઉલઝણ = ગૂંચવણ; મૂંઝવણ; આંટી; મુશ્કેલી.

પંપોટા = પરપોટા.

સીહીર = ઝરણું, પાણીનું ઝમતું – સેર.

નીકરે નહીં = ખૂટે નહીં.

નૂરસું જાય નિકાહ કરે = જ્યોતિ સાથે લગ્ન કરે – પરમાત્મતત્ત્વનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરે – નિર્ગુણ બ્રહ્મપ્રિયાને પરણે; દેહ છતા, નિરંજન નિરાકારને અનુભવે – ભોગવે.

મુકૈઅદ = અધીન સેવક; નમ્ર દાસ: ભક્ત.

કરમ = કૃપા, દયા. એ ઉપરથી કરિમ = કૃપાળુ = પરમાત્મા. ૐ આમીન ૐ

અને હવે, ટીકાના ઉપસંહાર સાથે પૂર્ણ પ્રેમસ્વરૂપ અને પૂર્ણ જ્ઞાનસ્વરૂપ શ્રી અખાજીના આ અદ્ભુત ગ્રન્થનો પણ ઉપસંહાર કરીએ છીએ :–

આ અખિલ વિશ્વને જીવન અર્પનાર ભગવાન સવિતામાં જેમ ઉષ્મા અને જ્યોતિ ઉભય તત્ત્વો અભેદરૂપે અસ્થિતિ કરીને, ઓતપ્રોત રહે છે, તેમ શ્રી અખાજીમાં પણ પ્રેમની ઉષ્મા અને પ્રજ્ઞાનનુ જ્યોતિ એ બન્ને મહત્તત્ત્વો અભેદરૂપે પ્રસ્થિતિ કરીને ઓતપ્રોત રહેલાં છે.

પ્રેમ અને જ્ઞાન એવા કોઇ બે જુદા જુદાં પરસ્પર વિરોધી તત્ત્વો હોવાની કલ્પના કરીને, અભ્યાસીએ ભ્રમ ઉભો કરવાની કશી જરૂર નથી; કેમકે, પ્રેમ અને જ્ઞાન, એક જ તત્ત્વ છતા માત્ર અવસ્થાન્તરભેદે કરીને જ તેનાં બે જુદાં જુદા નામ માત્ર છે.

તેવી જ રીતે, પ્રેમ અને વૈરાગ્ય પણ બે જુદી જુદી વસ્તુ નથી, પણ, એક જ અનુભવનાં બે જુદાં જુદા નામ જ છે.

પ્રેમને જ ગાનાર દયારામ પ્રેમના અથવા ભક્તિના જે રસને પરમ તત્ત્વ માને છે, અને ભજે છે, તેને જ – તે જ રસને – તે જ પ્રેમને સંપૂર્ણ વેદાન્તજ્ઞાની બ્રહ્મવેત્તા શ્રી અખાજી પણ માને છે અને ભજે છે; કેમકે જેમ બ્રહ્મ એક જ

છે, આત્મા એક જ છે, તેમ, અનાદિ અનન્ત પરમાત્માનો પ્રેમરસ પણ એક જ છે, અને – रसो वै सः ॥

પ્રેમના અનાદિ, અનંત અદ્વૈતરસાનુભવમાં જેને પ્રેમથી જ વિલસવું છે અને પ્રેમથી જ વિલાવું છે, તેને તો પ્રેમ અને જ્ઞાન એવી બે વસ્તુનું "દ્વૈત" જ **નથી**, **તેમ જ**, તેને મન તો પ્રેમ અને વૈરાગ્ય એવું "દ્વૈત" પણ **નથી જ નથી**. अलमति विस्तरेण ॥ (વિશેષ માટે જુઓ શ્રી કલાપીનો કેકારવ, ઉપસંહાર; પૃ, ૭૧૩–૧૪–૧૫.)

અને છેક છેલ્લે, મહામુક્ત પુરુષનું જીવન એટલે માનવ જીવનનો એક **અગમ્ય કોયડો**; અને, તે ઉકેલવાને એક **મુદ્દાની** વાત એ પણ ભૂલવી ન જોઇયે, કે **શ્રી અખાજી મૂળમાં** તો **परम वैष्णव**, પરન્તુ, **મર્યાદિત – સીમાબદ્ધ – સાંપ્રદાયિક વૈષ્ણવ નહીં**; પણ અસીમ **પ્રેમસ્વરૂપ – उच्छृंखल वैष्णव** અને **परम उच्छृंखल अमर्यादित वैष्णव तो જ** ક્રમશઃ સ્વાનુભવે કરીને અસીમ **જ્ઞાનસ્વરૂપ परम शांकर**; અને, तद्वत् ક્રમશઃ **તે જ परम वासिष्ठय** વા **અજાતીય અવધૂત** અથવા વેદોક્ત વાણીમાં **તે જ पञ्चमाश्रमी परमहंस**. ॥ इति श्री टीका सहिता श्री अप्रसिद्ध अक्षयवाणी समाप्तः ॥ ॐ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॐ ॐ ॐ सद्गुरु ॐ ॥

શ્રી સાગરાશ્રમ, ચિત્રાલ,<br>તા. પાદરા, જિ. વડોદરા.<br>તા. ૧૪ : ૮ : ૧૯૩૨.

ॐ सागर ॐ

શ્રી અખાજીની પ્રણાલિકાનું શ્રી અક્ષયવૃક્ષ પણ અભ્યાસીને માટે રજૂ કર્યું છે. ॥ ૐ સદ્દગુરુ ॥



## શ્રી અક્ષયવૃક્ષ

[ માત્ર એક જ ડાળ અહીં આપ્યું છે. ]



શ્રી બ્રહ્માનન્દજી ( કાશીપુરી. )

શ્રી અખાજી ( જેતલપુર, જિ. અમદાવાદ. )

શ્રી લાલદાસજી ( વીરપુર, તા. લુણાવાડા. )

શ્રી હરિકૃષ્ણ મહારાજ ( અમદાવાદ. )

શ્રી જીતામુનિ નારાયણ ( ઉત્તરાણ, જિ. સુરત. )

શ્રી કલ્યાણદાસજી ( કહાનવા બંગલો. )

શ્રી પૂર્ણાનન્દજી ( „ „ )

શ્રી ધ્યાનાનન્દજી ( „ „ )

શ્રી ભગવાનજી મહારાજ ( „ „ )

ૐ પ્રભુજી ૐ સદ્દગુરુ ૐ